ગુજરાત વિદ્યાપીઠ પુસ્તક ૨૦ મું

# હિન્દી રાષ્ટ્રીય ખર્ચ

(ગુજરાત મહાવિદ્યાલયમાં અપાયેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ)

વ્યાખ્યાતા

શ્રી. ખુશાલ તલકસી શાહ




ગુજરાત વિદ્યાપીઠ

અમદાવાદ

ગુજરાત વિદ્યાપીઠ પુસ્તક ૨૦ મું

# હિન્દી રાષ્ટ્રીય ખર્ચ

(ગૂજરાત મહાવિદ્યાલયમાં અપાયેલાં વ્યાખ્યાનોનો સંગ્રહ)

વ્યાખ્યાતા
શ્રી. ખુશાલ તલકસી શાહ
અધ્યાપક, સંપત્તિશાસ્ત્ર વિભાગ, મુંબાઈ યુનિવર્સિટી




પ્રકાશક
ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ

સંવત ૧૯૭૯ કિંમત આઠ આના

# વિજ્ઞાપન

સં. ૧૯૭૯ ના માહા વદ ૩ ને દિવસે ગૂજરાત વિદ્યાપીઠ પુસ્તક સમિતિની છઠ્ઠી બેઠકના બીજા કાર્યની રૂઇએ શ્રી. અધ્યાપક ખુશાલ તલકસી **શાહે** ગયા સત્રની શરૂઆતમાં ગૂજરાત મહાવિદ્યાલયમાં આપેલાં વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવામાં આવે છે. મુંબઇની સેન્ટ્રલ લેબર બોર્ડે લૉર્ડ ઇન્ચકેપની હિંદી ખર્ચમાં કરકસર સૂચવવા નીમાયેલી કમિટીની આગળ રજુ કરવા માટે શ્રી. શાહ પાસે એક ખરીતો* તૈયાર કરાવ્યો હતો. આ વ્યાખ્યાનોંનો ત્રીજા પ્રકરણ પછીનો ભાગ બહુધા એ ખરીતાનાં પ્રકરણોનો અનુવાદ છે.

લેખકે ધાર્યા કરતાં પુસ્તક પ્રસિદ્ધ થવામાં કેટલીક વિશેષ ઢીલ થઇ છે, અને એને લીધે આ પુસ્તકની કેટલીક વિગતો હવે પુરાણી થઇ હોવાથી એમને અન્યાય પણ થયો છે; પણ એ વિષે હવે લેખક તેમજ વાચકની ક્ષમા માગ્યા સિવાય બીજો કોઇ ઉપાય જોતો નથી.

ગૂજરાત વિદ્યાપીઠ કાર્યાલય,<br>દિ. જેઠ વદ ૮ સં. ૧૯૭૯ } પ્રકાશક

---

**Memorandoum to the Retrenchment Committee on Indian Public Expenditure, submitted by the Central Labour Board, Bombay, as prepared by K. T. Shah, University Professor of Economics, Bombay. Re. 1/-*

# અનુક્રમણિકા



---

**સુધારો:**

૬૯ મે પાને પહેલી લીટીને બીજી તરીકે વાંચવી, અને બીજીને પહેલી તરીકે.

# પ્રકરણ ૧ લું

## રાષ્ટ્રીય ખર્ચનાં મૂળતત્ત્વો

રાષ્ટ્રીય ખર્ચનાં મૂળ તત્ત્વોનું અધ્યયન કરતાં પ્રથમ નજરે જ એમ દેખાય છે કે ખર્ચ વિધિની સમાલોચના અંગ્રેજી અર્થશાસ્ત્રીઓએ બહુ સારી રીતે કરી નથી. તેમના મત મુજબ રાષ્ટ્રીય સત્તાનું કર્તવ્ય માત્ર એટલું જ કે જેમ બને તેમ કોઇ પણ વ્યક્તિની પ્રગતિની આડે ન આવવું. ગયા સૈકાના સર્વોત્તમ રાષ્ટ્રીય નાણાશાસ્ત્રીઓ કે ખજાનચીઓએ, બેશક, વારંવાર રાજ્યના વધતા જતા ખર્ચ પર લક્ષ દોડાવ્યું હતું; અને જેમ બને તેમ તે ખર્ચને મર્યાદામાં રાખવાની જરૂર બતાવી હતી. પણ તેમના સૌના અભિપ્રાય રાષ્ટ્રીય ખર્ચમાં કરકસર કરવાના હેતુથી ઉત્પન્ન થએલા હોવાથી, રાજ્યના તમામ ખર્ચના પ્રત્યેક વિભાગમાં લાગુ પાડવા જોઇતા મૂળતત્ત્વોનો તેમણે પૂરેપુરો અભ્યાસ કર્યો નહોતો. રાજ્ય એ તેમની નજરે અનિવાર્ય દુઃખરૂપ હોવાથી, તેની પ્રગતિ જેમ બને તેમ અટકાવવાનું તેમનું ધ્યેય હતું. અર્થશાસ્ત્રના જાણીતા નેતા રૂપ એડમસ્મિથના મૂળગ્રંથમાં રાજ્યનું ત્રિવિધ કર્તવ્ય બતાવ્યું છે; અને તેમાં પ્રજાનું રક્ષણ કરવા અને શાન્તિ જાળવવા સાથે અમુક પ્રકારનાં

જાહેર બાંધકામો અને સંસ્થાઓ, જે સામાન્યતઃ ખાનગી વ્યક્તિ અથવા થોડા સમૂહથી થઇ ન શકે, તે સ્થાપવા અથવા નિભાવવાની યોજના પણ હતી.

પણ રાષ્ટ્રીય ખર્ચના મૂળતત્ત્વોની જ્યારે અંગ્રેજ અર્થશાસ્ત્રીઓએ અવગણના કરી, તે તરફ તેઓ બેદરકાર રહ્યા, ત્યારે તે મુળતત્ત્વોનો સંગીન અભ્યાસ તેમના પ્રતિસ્પર્ધી જર્મન અર્થશાસ્ત્રીઓએ કર્યો હતો. રાષ્ટ્ર સત્તા પ્રજા સર્વસ્વથી નોખુંજ સત્વ છે. તે સત્વના આશય પણ જુદાજ છે, અને તે આશયને અંગે, રાષ્ટ્ર સત્તાને કરવો પડતો ખર્ચ પણ નવીન પ્રકારના તત્ત્વોને આધારે કરવામાં આવે છે. રાજ્યની સર્વોત્તમ સત્તાને બળે પ્રત્યેક પ્રજાજનની મિલકતમાંથી ભાગ પડાવવાનો તેને અખત્યાર હોવાથી તે સત્તાની ફરજ છે કે તેણે નિર્મિત કરેલું ખર્ચ એવી રીતે કરવું જોઇએ કે જેથી રાષ્ટ્રના તમામ ઉદ્દેશ સચવાય; અને તેને અંગે સ્થાપાયલી તમામ સંસ્થાઓને યોગ્ય હિસ્સે ભાગ મળે. રાષ્ટ્રોન્નતિના આશય વારંવાર જુદા હોય ખરા. દાખલા તરીકે જે રાજ્ય માત્ર શારીરિકબળ ઉપર જ આધાર રાખતું હોય તેનો લશ્કરી ખર્ચ એવા રીતે કરવામાં આવે કે જે ખર્ચ બીજા એવીજ સ્થિતિના રાજ્યને-જેનો પ્રથમ ઉદ્દેશ ઔદ્યોગિક હોય-તેને ન પરવડે. વળી રાષ્ટ્રોન્નતિના આશયો પણ કેવળ પ્રજા જનની આત્મપ્રેરણાથી નિપજતા નથી. બહુધા તે આશય કેવળ ઇતિહાસ કે ભૂગોળના સંજોગોને લીધેજ જન્મેલા હોય છે; અને તેમાં જ કારણે તે ચાલુ રહે છે. વર્તમાન ઇતિહાસ જ જોઇએ તો અમેરિકા જે ૧૯૧૪ સુધી શારીરિક બળના ઉદ્દેશથી વિમુખ રહી ઉદ્યોગ ખીલવણીમાંજ રાષ્ટ્રસત્તાનું કર્તવ્ય સમજતું હતું, તે, છેલ્લા પાંચ સાત વર્ષથી દુનીઆના તમામ રાજ્યોમાં શારીરિક બળમાં સર્વોત્તમ સ્થાન લેવા મથતું હોય તેમ લાગે છે. શારીરિક બળનો વધારો, અને ઐહિક સંપત્તિનો વધારો પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસમાં અનેકવાર સાથે સાથે થતો જોવામાં આવે

છે. પણ તે શા કારણને લીધે તે રહસ્ય સમજાતું નથી. ફ્રાન્સનું દૃષ્ટાંત અલબત્ત ઉપર્યુક્ત તત્ત્વથી કોઇક ઉલટુંજ તત્ત્વ બતાવે છે. કારણ કે તે દેશમાં પ્રજાસત્તાક રાજ્ય હોવા છતાં, અને આજકાલ મનાયલા સુધારાની તમામ વિધિમાં તે અગ્રણી હોવા છતાં, સર્વ સુધારાના વિનાશક લશ્કરી ખર્ચ એટલી હદ સુધી ત્યાં નિભાવવામાં આવે છે, કે જેને માટે એક જ ખુલાસો હોઇ શકે.–ઐતિહાસિક સંજોગો. પ્રત્યેક પ્રજાને એકત્ર કરવાના બ્હાને પણ ત્રણે ઠેકાણે જે ખર્ચ કરવામાં આવ્યા છે તે પ્રમાણમાં ભારે પડતા લાગે છે. સૌ સજ્જન આશા રાખે કે છેલ્લા મહાયુદ્ધ પછી, અને ખાસ કરીને રાષ્ટ્રસંઘ જેવી સંસ્થા ઉભી થયા પછી, દુનીયામાંથી લડાઇ સમૂળગી નાબુદ થાય, અને તેને લગતી સામગ્રી નિરર્થક બને. પણ લડાઇ ખલાસ થયા પછીનાં ચાર વર્ષના અનુભવ પરથી માનવાને સપ્રમાણ કારણ નથી મળતું કે નિર્યુદ્ધ જગત જોવાનો આપણને આ જમાનામાં વારો આવે. સંયુક્ત જીવનની ભવ્યતા અને તે ખીલવવા માટે પ્રત્યેક વ્યક્તિ હિતની ગૌણતા, તેમજ વ્યક્તિનો સંયુક્ત જીવન ખીલવવા માટે સતત પ્રયત્ન–આ આશય ત્યારે જ સમજાય કે જ્યારે ખુદ રાજ્યનો મૂળ ઉદ્દેશ, પાશ્ચાત્ય વેપારીપણાને છોડી, કાંઇક વધારે આધ્યાત્મિક બને. આગળ જણાવ્યા મુજબ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે રાજ્યના મૂળ ઉદ્દેશ તેની પ્રજાના અગ્રસરોની આત્મપ્રેરણાથી ઉદ્ભવતા નથી; પણ ઐતિહાસિક અને આસપાસના સંજોગોને આધીન રહે છે. સાથે એમ પણ જાણવું જોઇએ કે તે આશયોને સિદ્ધ કરવાને પણ ઐહિક સાધનોની અનિવાર્ય જરૂર છે. આધુનિક રાષ્ટ્રની આવક, એ દરેક પ્રજાની દોલતમાંથી પડાવેલો ભાગ છે. રાષ્ટ્રીય ખર્ચ, પછી તેના નિમિત્તની ગમે તેટલી જરૂર હોય તોપણ, પ્રજાની શક્તિ ઉપરાંત કરી શકાય નહિ. માત્ર આપણો સમકાલીન ઇતિહાસ તપાસીએ તો પણ એટલું તો સ્પષ્ટ જણાય છે કે જ્યારે અમેરિકા જેવા દેશની પ્રજા મૂળથી કળા કે કારીગરીથી

સદંતર વિમુખ હોવા છતાં અત્યારે તે અછત ફક્ત પૈસાને જ જોરે મટાડવા શક્તિમાન છે, ત્યારે મિસર કે હિન્દના વતની ભૂત કાળથી આવી જાતનો અનુપમ ખજાનો વારસામાં લાવ્યા છતાં અત્યારે માત્ર તેને નિભાવવા જેટલી શક્તિ પણ ધરાવતા નથી.

આટલા ઉપરથી આપણે એમ સિદ્ધ કરી શકીયે કે રાષ્ટ્રીય ખર્ચ મૂળ રાષ્ટ્રજીવનનો પ્રથમ ઉદ્દેશ સંપાદન કરવાને બ્હાને કરાય છે. તે ઉદ્દેશ પ્રજાની પ્રેરણાથી કે ઘણોખરો તો આસપાસના ઐતિહાસિક સંજોગોથી નિર્માણ થવા પામે છે, અને તેની સિદ્ધિ પ્રજાની ખર્ચ કરવાની શક્તિને આધીન છે. આ સિદ્ધાંત નિરપવાદ નથી. જે ખર્ચ પ્રજાની ચાલુ શક્તિની બહાર હોવા છતાં પણ તેના ઐહિક સંપત્તિના સાધનો વધારી, ટુંક સમયમાં તેની સુખ સામગ્રીમાં વધારો કરી શકે એવો જણાય, તે ખર્ચ નાણાશાસ્ત્રની દૃષ્ટિએ ચાલુ આવકમાંથી ન બને તો કર્જ કરી કાઢેલા નાણામાંથી કરવાની છુટ છે. પ્રજાની આવક એ રાષ્ટ્રીય ખર્ચની મર્યાદા ખરી, પણ તે રાષ્ટ્રીય ખર્ચ ચાલુ રાજ્ય વહીવટ માટે જ. અને તેથી અહિં **સિદ્ધાંત રૂપે કહેવામાં હરકત નથી કે ચાલુ વહિવટનો તમામ ખર્ચ ચાલુ આવકમાંથી જ થવો જોઇયે.**

આપણા દેશમાં તેમજ અન્યત્ર, આથી વિપરીત દૃષ્ટાંતની અછત નથી. ખરી રીતે ચાલુ ખર્ચ છતાં, તેને માત્ર "અસાધારણ"નું વિશેષણ લગાડી ઘણીયે વાર અલ્પબુદ્ધિ ખજાનચીઓએ ચાલુ ખર્ચ કરજે કાઢેલાં નાણામાંથી કર્યો છે. અત્યારે એટલે કે છેલ્લાં ચાર વર્ષથી હિન્દી સામ્રાજ્યીય ખર્ચની એ જ દશા છે. અને જ્યાં સુધી ઉપર્યુક્ત સર્વમાન્ય સિદ્ધાંતની અનિવાર્ય તેમજ નિરપવાદ સત્યતા હિન્દી ખજાનચી સ્વીકારશે નહિ, ત્યાં સુધી હિન્દી રાષ્ટ્રીય ખર્ચમાં સુધારો થવો અશક્ય છે. કર્જે કાઢેલા નાણાંમાંથી તો, રાષ્ટ્રોન્નતિ માટે ફક્ત તે જ ખર્ચ કરવામાં આવે કે જેથી અમુક નિર્ણિત મુદતમાં જ ફલ પ્રાપ્તિ થાય, અને દેવાને લગતું વ્યાજ

તેમજ મુદ્દલનો અંશ આપવા ઉપરાંત ચોખા નફા રૂપ રાષ્ટ્ર સત્તાને પ્રતિવર્ષ વધતી રકમ ફાજલ રહે. ઉદાહરણ તરીકે તપાસો, હિન્દી રેલ્વે, અને ખેતીને લગતી નહેરોનો ખર્ચ, ઉભય કર્જે કાઢેલાં નાણાંમાંથી ઉત્પન્ન થયાં છે. પણ નહેરને લગતા ખર્ચમાં સરકારે એવી સરત કરી છે કે અમુક નહેરનું કામ મંજુર થયાની તારીખ પછી દશ વર્ષમાં તેના પર થયેલો વ્યવસ્થા અંગેનો તમામ ચાલુ ખર્ચ, તેમજ તે પર વપરાયેલા નાણાંનું તમામ વ્યાજ, જે નહેર આપી ન શકે તેને ઉપયોગી કે ફળદાયક (productive) ગણવી નહિ. નાણાંશાસ્ત્રીની નજરે એ સિદ્ધાંત વાજબી છે. એની મતલબ એવી નથી કે દુષ્કાળ વખતે અનિવાર્ય અને ઉપયોગી નહેર વેપારી નજરે ન સંભવે તો ન ખોદાવવી; અને ન છુટકે, ચાલુ આવક ઉપરાંત પણ તેવી નહેરો માટે ખર્ચ ન કરવો. પણ હિન્દના ખાસ સંજોગોને લીધે સદરહુ અપવાદ બાદ કરીયે તો ઉપર જણાવેલો સિદ્ધાંત યથાર્થ છે. તે યથાર્થતાનું પ્રમાણ જોઇયે તો, તપાસો નહેરને લગતા ખર્ચનું એકંદર પરિણામ. લગભગ ૬ થી ૭ ટકા જેટલું વ્યાજ, ઉપયોગી તેમજ ફળદાયક, તમામ નહેરો પર રોકેલી મુડી પર, તમામ ચાલુ ખર્ચ બાદ કરતાં મળે છે. આનો સદંતર વિપરીત સિદ્ધાંત હિન્દની રેલ્વેપરની નીતિમાં દેખાય છે. ઉપલક નજરે તો એ પણ ફળદાયક ખર્ચ ગણી શકાય. અને જ્યારે નહેરમાં રૂા. ૮૦ કરોડ જેટલી રકમ રોકી છે ત્યારે રેલ્વેને બ્હાને અત્યાર સુધીમાં ૬૦૦ કરોડ જેટલી થાપણ કર્જ કરી વપરાઇ છે. જ્યારે નહેરમાં પ્રત્યેક ફળદાયક કામથી દશ વર્ષના ટુંક ગાળામા ચોખ્ખા નફાની જરૂર ગણી છે, ત્યારે રેલ્વેમાં ફળદાયક ગણાવા માટે એવી કોઇ પણ મર્યાદા મુકરર કરી નથી. તમામ રેલ્વે વ્યવહારના કુલ પરિણામ પર નજર કરીયે તો પ્રારંભથી ૫૦ વર્ષ લગણ નુકશાની જ રહી હતી. છેલ્લા ૨૦ કે ૨૨ વર્ષથી જ હિન્દની રેલ્વેમાંથી નફો નીકળતો લાગે છે ખરો. પણ ૨૦ વર્ષનો

તમામ નફો પહેલાં ૫૦ વર્ષની નુકશાની રદ કરવા પુરતો નથી એટલું જ નહિ, પણ ખુદ એ નફો જ એવી રીતે બતાવવામાં આવે છે કે જેને ખરી વેપારી દૃષ્ટીએ નફો કહી શકાય નહિ. રેલ્વેની તમામ સામગ્રી કાળક્રમે જર્જરિત બને છે: અને તેવા ઘસારા માટે ખરી વેપારી નજરે તો અમુક અનામત રકમ નફો જણાવ્યા પહેલાં ઉપજાવવાની આવશ્યકતા છે. પણ આવી કશી રકમ હિન્દી રેલ્વેએ વહીવટમાં કાઢી જ નથી. અને તેથી મારી નજરે તો રેલ્વેનો નફો ખરેખરો નફો છે જ નહિ. એટલે કે રેલ્વેને લગતો ખર્ચ, ઉપર જણાવ્યા મુજબ રાષ્ટ્રીય ખર્ચના મૂળ સિદ્ધાંત અનુસાર, ગેરવ્યાજબી જ લાગે છે.*

આવક અને કરજમાંથી કરવાના જુદા જુદા ખર્ચની વિધિ જોયા પછી બીજો આ પણ એક સિદ્ધાંત કહી શકાય કે રાષ્ટ્રીય ખર્ચમાં દરેક પ્રજાનું રાજ્ય બંધારણ (Political Constitution) ઘણો અગત્યનો ભાગ ભજવે છે. જે પ્રજામાં રાષ્ટ્રસત્તા વિભક્ત થઇ પ્રાન્તિક અને સામ્રાષ્ટ્રીય ખર્ચમાં તફાવત ઉપજાવે છે તેમાં, ખર્ચના નિમિત્ત તેમજ સાધનો ઉભય સત્તા વચ્ચે વહેંચાઇ જવાથી, જે સર્વથા એકત્ર અને અવિભક્ત રાષ્ટ્રીય સત્તા તમામ ખર્ચ પર અંકુશ રાખી શકે, તેવો અંકુશ જાહેર ખર્ચ ઉપર રાખી શકાતો નથી. પરિણામે ખર્ચ વધવા સંભવે છે, અને તેના ફળ એટલે કે તેની પ્રજાકીય ઉપયોગીતા એટલા પ્રમાણમાં સાંપડતી નથી. આ સિદ્ધાન્તનો ભાવાર્થ એવો નથી કે હિન્દ કે અમેરિકા જેવા અતિવિસ્તીર્ણ મુલકમાં રાષ્ટ્ર-સત્તા અને તેને અંગે ખર્ચ કરનાર જરૂર જોગ વિભાગ કરવા નહિ. પ્રજાકીય રાજ્યબંધારણ (Democratic Constitutions) પરજી-

---

* રાય સાહેબ ચંદ્રિકાપ્રસાદની ગણત્રી મુજબ પ્રારંભથી અત્યાર સુધીમાં રેલ્વે પરની તમામ નુકસાની ચાર ટકાના ચક્રવૃદ્ધિ વ્યાજ સહિત ગણીએ તો ત્રણ અબજ રૂપીઆ ઉપરાંત થાય છે. નફો તો ભાગ્યેજ એક અબજ જેટલો હોય.

યાત માંગે છે કે આ સત્તાના વિભાગ અવશ્ય થવા જ જોઇએ, કે જેથી પ્રજાનો અંકુશ રાજ્યની તમામ પ્રગતિ પર પ્રતિદિન જારી રહે. પણ આ મુદ્દો સર્વથા રાજકીય હોવાથી, અને અહિં માત્ર નાણા શાસ્ત્રની દૃષ્ટિએ જ મૂળ પ્રશ્ન ચર્ચવાનો હોવાથી, એનો વધારે ખ્યાલ કરવો અનુચિત છે. સિદ્ધાંન્ત માત્ર એટલો જ કહી વિરમીશું કે, રાજ્યકીય જરૂરીયાતને અંગે રાષ્ટ્રસત્તામાં વિભાગ કર્યા છતાં પણ જે પ્રજામાં તમામ ખર્ચ રાષ્ટ્રોન્નતિની નજરે કોઇપણ અંગ કે ઉપાંગમાં હદથી વધુ લાગે, ત્યાં તે દુર્વ્યય નિવારવા પ્રયત્ન કરવો જોઇએ, અને ખર્ચ જેમ બને તેમ ઉપર્યુક્ત સિદ્ધાંત મુજબ અંકાવો જોઇએ.

રાષ્ટ્રીય ખર્ચનાં મુળતત્ત્વોની તપાસમાં ઉપર જે મૂળ સિદ્ધાંતો જણાવ્યા તે પરથી બુદ્ધિમાન વાંચનાર સહજ સમજી શકશે કે રાષ્ટ્રીય ખર્ચ વ્યક્તિગત ખર્ચથી સર્વથા ભિન્ન પ્રકારનો છે. આપણે કબૂલ કર્યું છે કે રાષ્ટ્રીય ખર્ચ માટે આવકની મર્યાદા તો પ્રજાની સમૃદ્ધિથી અંકાય છે. પણ સાથે એમ પણ જોયું કે રાષ્ટ્રસત્તા વર્તમાન પ્રજાની ચાલુ સમૃદ્ધિ ઉપરાંત પણ ખર્ચ કરવા સમર્થ છે. ભવિષ્યની પ્રજાપર ભાર નાંખવાની શક્તિ રાષ્ટ્રસત્તાનું અવનવું અંગ છે. અને વ્યક્તિમાં તે સત્તા ન હોવાથી બીજા કોઇ નહિ તો આ નિમિત્ત પણ ઉભય વચ્ચેનો અંતિમ તફાવત બતાવી શકાય. વ્યક્તિ તેમજ રાષ્ટ્રને માટે એટલું તો સ્પષ્ટ છે કે અમુક વર્ષની મુદતમાં ઉત્તરોત્તર આવક કરતાં ખર્ચ વધારે જ હોય તો ચિંતા કરવાને કારણ અવશ્ય સંભવે. પણ તે ચિંતાનું નિમિત્ત તેમજ તેના પ્રકાર, અને ઉપાય રાષ્ટ્ર અને વ્યક્તિ માટે નોખા છે. ખાનગી બુદ્ધિશાળી, અને વ્યવહાર-કુશળ ગ્રહસ્થને સામાન્યતઃ આવક પ્રધાન ગણી ખર્ચનું પ્રમાણ તે મુજબ નિર્માણ કરવું પડે છે. જ્યાં આવક અતિશય ન હોય ત્યાં આ પ્રમાણ સહજ તેમજ સુલભ છે. અને શોચસ્થાન ફક્ત તો જ સંભવે કે જો સામાન્ય ખર્ચ કરતાં ચાલુ આવક બહોળા પ્રમાણમાં

વધારે હોય. પણ આપણે હમણાં જ જોયું તેમ રાષ્ટ્રસત્તાને આવું શોચસ્થાન પણ સર્વદા હોતું નથી. આવક અને ખર્ચની સરખામણી લગભગ પ્રત્યેક આધુનિક રાજ્યમાં વર્ષના પ્રારંભમાં જ કરી અંદાજ પત્રક જાહેર કરવામાં આવે છે. વ્યક્તિને આવા અંદાજપત્રકની જરૂર ન હોય તે સમજી શકાય, પણ રાષ્ટ્રસત્તા જો તેથી વિમુખ રહે તો અતિશય ગુંચવણ અને અનેક ભુલો, તેમજ બહોળા પ્રમાણમાં વ્યર્થ વ્યય સંભવે. વ્યક્તિના સંબંધમાં એમ કહી શકાય કે તેની ચાલુ આવકમાંથી ખર્ચ કરવામાં પોતે જ ખુદ કુલમુખત્યાર છે. જ્યારે કોઇ નહિ તો પ્રજાકીય રાજ્યતંત્રમાં તેવા ખર્ચ માટે પણ રાષ્ટ્રસત્તા પ્રજાને જવાબદાર છે. પણ વ્યક્તિની આ કુલ મુખત્યારી અને રાજ્યની આ જવાબદારી પરિણામે તો વિપરીત કે અણધાર્યો ભાસ કરાવે છે. કુલ મુખત્યાર છતાં સામાન્ય વ્યક્તિ જો આવક કરતાં ખર્ચને વધવા દે તો લેણદારની ભીતિ તેને હમેશ અટકાવવા સમર્થ છે. પણ પ્રજા પ્રત્યે જવાબદારી છતાં રાષ્ટ્રસત્તાને આવી ભીતિ બહુધા નડતી નથી. રાષ્ટ્રીય ખર્ચની આ એક વિશેષતા છે. કે ખર્ચ કરનાર સત્તા પોતા માટે નહિ પણ બીજાને માટે—એટલે કે પ્રજાને માટે—ખર્ચ કરતી હોવાથી, સામાન્યપણે ખર્ચ કરનાર અમલદાર ખર્ચ પર જોઇએ તેટલી નજર રાખતા નથી. તેમનું દૃષ્ટિબિંદુ ખર્ચની મર્યાદા પર નહિ પણ પોતાની વિશિષ્ટતા અથવા અમલદાર ઉચ્ચાશયી હોય તો, પ્રજાની સગવડતા પર રહે છે. ગમે તે હોય પણ એટલું તો સ્પષ્ટ છે કે સ્વાર્થી વા પરમાર્થી અમલદાર પણ આપખુદ વા પ્રજાકીય રાજ્યતંત્રમાં પણ કેવળ ખર્ચની મર્યાદાપર ધ્યાન આપતા નથી. જ્યારે વ્યક્તિને તો ન છુટકે ધ્યાન આપવું જ પડે. વ્યક્તિગત અને રાષ્ટ્રીય ખર્ચ વચ્ચે બીજી પણ એક ભિન્નતા જાણવા જોગ છે. આપણે ઉપર જોયું તેમ વ્યક્તિને માટે જમા ઉધાર વચ્ચે ખરી સત્તા અને કાબુ તો ઉધાર પરજ હોય. તેથી વ્યક્તિ માટે આવક પ્રધાન અને ખર્ચ ગૌણ ગણવો જોઇએ. એટલે ' આવકના

પ્રમાણમાં ખર્ચ કરવો પડે છે. રાષ્ટ્રને આથી ઉલટું જ છે. તે બહુધા ખર્ચના પ્રમાણમાં આવક ઉઘરાવે છે અને તેથી ખર્ચ એટલે કે ઉધારપાસું રાષ્ટ્રસત્તાને પ્રધાન છે. વળી વ્યકિતને આવક ઉપજાવવા માટેનાં સાધનો તેના સમાજે માન્ય કરેલા ધારાનુસાર નિશ્ચિત થયાં હોય છે પણ સર્વોત્તમ રાષ્ટ્રસત્તાને આવી જાતની મર્યાદા નડતી નથી. ચાલુ પરંપરાથી આવતા કરવેરા ઉપરાંત પણ નવા કરવેરા દર્શાવી ઘણા ખજાનચીઓ અમરતા વરી ચુકયા છે. આવક પરના કરનું જ ઉદાહરણ તપાસીયે તો અત્યારે દરેક રાજ્યના અંદાજ પત્રમાં અગત્યનો ભાગ ભજવનારો આ વેરો એક સૈકાથી વધારે પુરાણો નથી. અને છેલ્લા લડાઈ દરમ્યાન દરેક રાષ્ટ્રસતાએ કરેલા અખતરા રૂપ મર્યાદિત નફા ઉપરાંતના વધારા પરના કર ( Excess profit duty ) આજે પણ અસાધારણ અને નવીન જ લાગે છે. કહેવાની મતલબ એટલી જ કે રાષ્ટ્રસત્તાને ચાલુ આવક વધારવાના દ્વાર પણ વ્યકિતની માફક મર્યાદિત નથી.

રાષ્ટ્રીય ખર્ચ માટે છેલ્લે આ પણ સિદ્ધાન્ત જણાવવો જોઇયે કે જેમ બને તેમ પ્રયત્ન કરી ખર્ચ અને આવક સમતોલ કરવાં. અંદાજ પત્રક વર્ષની શરૂઆતમાં કરવા છતાં નાણાશાસ્ત્રની નજરે ખજાનચીની પ્રવીણતાનું અનુપમ પ્રમાણ એ જ છે કે પ્રારંભે કરેલો અડસટ્ટો આખરે અક્ષરશઃ ઉભો રહે. ગ્લેડસ્ટન અને તેની પાછળ આવનાર બ્રીટીશ ખજાનચીઓની ખ્યાતિનું આ એક મુખ્ય કારણ છે. આવક ખર્ચ કરતાં કે ખર્ચ આવક કરતાં વધે તે બન્ને ખજાનચી માટે તો સરખે હિસ્સે નિંદવા યોગ્ય છે. કારણ ખર્ચ કરતાં આવક વધતાં સામાન્ય વ્યક્તિને જે રાજી થવાનું કારણ મળે તે રાષ્ટ્રસત્તા માટે તો દુર્ગુણ રૂપે જ ગણાય. કેમકે ખર્ચ કરતાં આવક વર્ષ આખરે વધે તે એમ જ બતાવે કે પ્રજા પાસેથી ઉઘરાવેલી કર–વેરાની રકમ રાજ્યની જરૂરીયાત ઉપરાંત હતી. આપણે ઉપર જોયું તેમ રાજ્યની ઉપજ પ્રજાની સંપત્તિનો વિભાગ

છે. તે વિભાગ પડાવવાની અલિખિત પણ અમોઘ સરતો આ છે કે રાજ્યની ઉપજ તેની જરૂરીયાત જેટલી જ હોવી જોઇયે. જે પ્રજા સમાજવાદનું (Socialism) અનુકરણ કરતી નથી અને રાષ્ટ્ર પ્રગતિમાં જ પ્રજા જીવનના સર્વ આદર્શ સમાવી દેતી નથી, તે પ્રજામાં એ એવી સામાન્ય માન્યતા રહે છે કે પ્રજાની સંપત્તિનો જેટલો ભાગ દરેક વ્યક્તિ ખરચવા મુખત્યાર રહે તેટલો તે પોતાના સાર્થક માટે જ વાપરશે. દરેક વ્યક્તિ જો આવું આચરણ આદરતી હોય તો સરવાળે આખા સમાજમાં જેમ બને તેમ સમાજ સંપત્તિનો વધારે ભાગ વ્યક્તિગત ખર્ચમાં વપરાયતો સારૂં. આથી રાજ્ય પોતાની જરૂર કરતાં વધારે આવક ઉઘરાવે ત્યારે તેટલા પ્રમાણમાં પોતાની સંપત્ત સાર્થક કરવામાં પ્રજા અશકત બને છે. મારી સમાજવાદી નજરે આ દલીલ સર્વાંશે માન્ય કરવા જેવી નથી. પણ એટલું તો નાણાશાસ્ત્રીની નજરે મારે પણ કબૂલ કરવું પડે છે કે આધુનિક રાષ્ટ્ર બંધારણમાં ખર્ચ કરતાં આવક વધારે હોય ત્યારે તે વધારેનો વ્યય કરવા માટે અનેક વિપરીત માર્ગ નિકળે છે. આવક વધવાથી કરવેરાનું પ્રમાણ ઓછું કરવું એ નાણાશાસ્ત્રનું પુરાણું અને કમમાં કમ નુકસાનકારક તત્ત્વ છે. પણ વસ્તુતઃ તો એમ જ બને છે કે આવક વધારે આવવાથી તેને બેધ્યાનપણે, અને ઉતાવળથી ખર્ચવાનાં બહાનાં, રસ્તા કે સાધનો, પોતાની ઉપયોગિતા ને હુશિયારી સાબીત કરવા માટે અમલદાર વર્ગ શોધી કહાડે છે. પરિણામે સર્વથા હાનિ જ છે. જોઇયે તેના કરતાં આવક વધારે કરાવી, પ્રજાને સ્વાર્થ દૃષ્ટિએ સુમાર્ગે લાગતો ખર્ચ કરતી અટકાવી અને બદલામાં અધારા અમલદારને હાથ ઉતાવળે અમાર્ગે વ્યય કરાવ્યો. હિન્દી રાષ્ટ્રીય ખર્ચમાં સૈકાની શરૂઆતથી ૧૯૧૫ સુધી આ સ્થિતિ હતી. અત્યારે તેથી જુદી જ પરિસ્થિતિ ઉત્પન્ન થઇ છે. અને હવે આવક કરતાં ખર્ચ વધવા માંડ્યું છે. આ પણ નિંદ્ય. કારણ ખર્ચ કરતાં આવક વધતી હોય ત્યારે દુઃખ માત્ર એટલું જ હોય છે કે

વધારાની આવક કેમ ખરચવી; અને જે પ્રમાણમાં તે સુમાર્ગે ન ખર્ચાય તેટલા જ પ્રમાણમાં તે હાનિકારક થાય. ત્યારે અહીં તો હાનિ અતિશય વધારે થાય છે. કેમકે તે ચાલુ જમાના ઉપરાંત ભવિષ્યને પણ મારે પડે. કારણ ખર્ચ વધવાથી કર્જ અનિવાર્ય બને અને રાષ્ટ્રીય ખર્ચ માટે નિર્માણ કરેલા મૂળ સિદ્ધાંત માન્ય કરવાનો અવકાશ ન રહેવાથી ગમે તે સરતે, ગમે તે કારણે, અને ગમે તે મુદત પ્રમાણે કર્જ કરી વર્તમાન મુશીબત ટાળવી પડે. પણ આવું નિવારણ તે ભવિષ્યના બંધનરૂપ બને છે. કારણ કર્જનું વ્યાજ ખર્ચમાં વધારો કરી પ્રતિવર્ષ મુશ્કેલીમાં ઉમેરો કરતું જ જાય છે. પસંદગી કરવી પડે તો મારી નજરે આવક વધે તે બહેતર. કારણ કે તેમાંથી સંભવતો અનર્થ ઓછો છે.

ઉપર વર્ણવેલા સિદ્ધાંતો રાષ્ટ્રીય ખર્ચના મૂળ લક્ષણની ચિકિત્સા કરી સ્થાપ્યા છે. એ ખર્ચની સામાન્ય યોજના તપાસીયે તો ન છુટકે કબૂલ કરવું પડશે કે ખર્ચની યોજના ગોઠવનારની ખરી કારીગરી તો જ મંજુર કરાય જો તે યોજનામાં સમાયલા પ્રત્યેક વિભાગ, આખી યોજનાને એકત્ર તપાસતાં, તેનો નિકટનો અવયવ જણાય. એટલું જ નહિ, પણ તેના પર થતો ખર્ચ એવી જાતનો અને એટલા પ્રમાણમાં હોવો જોઇયે કે બીજા કોઇપણ વિભાગને તેવા ખર્ચથી કશી હાનિ સંભવે નહિ. રાજ્યને સંપ્રાપ્ત કાર્યો અને સંતોષવાની વ્યક્તિઓ એવાં સમાન હકધારી છે, કે તેથી રાષ્ટ્રીય ખર્ચની યોજનામાં એમની સમતુલના વિસરાવી ન જોઇએ. સમતુલનાનો અર્થ એમ નથી કે પ્રત્યેક વિભાગ પર એક સરખી જ રકમ ખરચાવી જોઇયે. આ સિદ્ધાંતોનો અર્થમાત્ર એટલો જ કે પ્રત્યેક કાર્ય કે પ્રત્યેક વર્ગની ન્યાયસર જરૂરીયાત ઉપરાંત બીજાં કાર્ય કે વર્ગને હરકત કરે તેવો ખર્ચ થવો ન જોઇયે. હિન્દી રાષ્ટ્રીય ખર્ચનો જ દાખલો લઇયે તો લશ્કર નિમિત્તે થતા ખર્ચને લીધે સામાજિક સુધારા કે રાષ્ટ્રીય ઉદ્ધારના ઘણાંય કાર્યો કેવળ

દ્રવ્યની અછતને લીધે અટકાવી રાખવાં પડે છે. દશ જ વર્ષ પહેલાં એટલે ૧૯૧૧ માં મર્હુમ ગોખલેજીએ વડી ધારાસભામાં ફરજીઆત પ્રાથમિક કેળવણીની દરખાસ્ત રજુ કરી હતી, ત્યારે તેની સામે થનાર અમલદારી વર્ગની ફક્ત એટ જ દલીલ હતી કેઃ આ સર્વમાન્ય કાર્ય સિદ્ધ કરવા માટે સરકાર પાસે જોઇતી રકમ નથી. સુચના કરનારના અડસટ્ટા મુજબ એ ખાતે માત્ર રૂા. ૩ કરોડ જેટલો જ વધારે વાર્ષિક ખર્ચ થવાનો હતો. અને ગોખલેજીના વિનીત વિચારનો આ એક ઐતિહાસિક પુરાવો છે કે, રૂા. ૩ કરોડ જેટલી રકમ હિન્દી સરકારને ભારે પડે, તો તેમની સુચનાનો અમલ એકદમ કરવાને બદલે દશ વર્ષના અરસામાં કરવાનું મંજુર રાખી, ચાલુ ખર્ચમાં વાર્ષિક માત્ર રૂા. ૩૦ લાખનો જ વધારો માગ્યો હતો. છતાં પણ તે સુચના ના મંજુર થઇ. અને તેનું કારણ સરકાર પાસે જોઇતી રકમ ફાજલ નહિ હતી. કેળવણી જેવા દેશોદ્ધારના સાધન માટે જે સરકાર દશ વર્ષ જેવડા ગાળામાં રૂા. ૩ કરોડ જેટલી રકમ ખરચવાની ના પાડતી હતી તે જ સરકારે લશ્કરી ખર્ચમાં, ૯ વર્ષના ટુંક અરસામાં, રૂા. ૩૫ થી ૪૦ કરોડ જેટલો વધારો કર્યો છે. અને તે પણ લશ્કર ખાતાનો સઘળો ખર્ચ તે જ મથાળા નીચે બતાવ્યા વગર. હિન્દી અને પરદેશી નાણાવિધિની સમાલોચના કરીયે તો આવા અનેક દૃષ્ટાન્તો મળી આવે. અહિં આ નોંધ લેવાનો ભાવાર્થ એટલો જ કે જ્યાં સુધી રાષ્ટ્રીય ખર્ચના પ્રત્યેક વિભાગ રાષ્ટ્રોન્નતિના સંયુક્ત ઉદ્દેશને આધારે પરસ્પર માફકસર ગોઠવાઇ ન રહે ત્યાંસુધી તે રાષ્ટ્રીય ખર્ચની સમગ્ર યોજના પ્રશંસનીય ન ગણાય.

યોજના સાથે સાધનનો પણ વિચાર કરવો જોઇયે. અને રાષ્ટ્રીય ખર્ચના સાધનમાં મુખ્યત્વે પ્રજા પાસેથી અનેક બહાને ઉઘરાવાતા કરવેરા જ ગણવા પડશે. દુનીયાનાં લગભગ તમામ રાજ્યોમાં આજે અસ્તવ્યસ્ત થયેલી નાણાં વિધિનો જ ખ્યાલ

કરીયે તો કદાચ ખર્ચના સાધનમાં કરવેરાનું પ્રધાનપણું સ્વીકારવું દુષ્કર થઈ પડે. પણ આજની સ્થિતિને અપવાદ તુલ્ય ગણવામાં બાધ નથી. અને સામાન્યપણે કહેવામાં હરકત નથી કે ખર્ચનાં સાધન મુખ્યત્વે કરવેરા છે. આ વ્યાખ્યાન માળામાં મુખ્યત્વે ખર્ચનોજ વિચાર કરવાનો હોવાથી, હું કરવેરાની ઉત્પતિ. યોજના કે ખુબીઓ તપાસી શકીશ નહી. પણ એટલું તો જરૂર કહેવું જોઇયે કે જ્યાં સુધી કરવેરાની ખરી પ્રકૃતિ અને ખુબી ન સમજાય ત્યાંસુધી રાષ્ટ્રીય ખર્ચના તેઓ સબળ સાધન બને નહિ, અને રાષ્ટ્રીય નાણાં વિધિનું ખરૂં સ્વરૂપ સમજાય નહી. કરવેરાનું સ્વરૂપ ન તપાસીયે તો પણ આધુનિક તેમજ ભૂતકાળની નાણાવિધિ જોતાં, અને તે સાથે ઉપર વર્ણવેલા સિદ્ધાંતનો ખ્યાલ કરતાં, ઉમેરવાની અગત્ય છે કે કરવેરા ઉપરાંત કર્જ કરીને પણ કેટલેક અંશે રાષ્ટીય ખર્ચ કરવામાં આવે છે. કયો ખર્ચ આવકમાંથી કરવો અને કયો કરજમાંથી તેનું અલ્પદિગ્દર્શન આગળ કરાવ્યું છે; અને અહિં પુનરુક્તિ એટલીજ કરીયે છીયે કે કર્જમાંથી કરવા ધારેલો ખર્ચ આવકમાંથી થતા ખર્ચથી સર્વથા જુદી જ જાતનો હોવો જોઇયે. જ્યારે આવકમાંથી કરવાના ખર્ચમા તાત્કાલીક બદલાની કોઇ આશા રાખી ન શકાય, ત્યારે કરજે કાઢેલાં નાણાંમાંથી થતા ખર્ચ માટે નિયમ કરવો જોઇયે કે અમુક અરસામાં તેના વ્યાજ વટાવની પુરવણી જેટલી રકમ ન ઉપજી શકે તેવો ખર્ચ કરવો નહિ.

રાષ્ટ્રીય ખર્ચની સમગ્ર ગોઠવણી અને સામાન્ય સાધનો જોયા પછી તેના પ્રકારનો વિચાર કરીયે. જે મતે કે બ્હાને રાષ્ટ્રીય ખર્ચ કરવામાં આવે છે તેમાં તદ્દન નિરપવાદે નહિ તો મુખ્યત્વે આ ખાસ લક્ષણ દેખાય છે કે તે નિમિત્તની તુલના. યોગ્યતા કે આવશ્યકતા તાત્કાળિક પરિણામની દૃષ્ટિએ જોવાય નહિ. દુનીયાના તમામ રાજ્યોમાં રાષ્ટ્રીય ખર્ચના એવાં ઘણાંએ નિમિત્તો અલબત્ત હોય છે, કે જેમાં તાત્કાલિક પરિણામની દૃષ્ટિ સદન્તર અળગી મુકાય નહિ.

જેમ જેમ રાષ્ટ્ર સત્તા પ્રજા ઉપયોગી કામમાં વધારે ભાગ લે, અને પ્રજાના સુખ કે સાધન ખીલવવા તરફ સમગ્ર સત્તા વાપરે તેમ તેમ નિમિત્તો પણ પરિણામ દૃષ્ટિએ અવશ્ય તપાસવાં પડે. જેને આજે આપણે વેપારી સાહસ (Commercial undertakings) કહીએ છીએ તેનું પ્રમાણ સુધરેલાં રાજ્યોમાં દિનપ્રતિદિન વધતું જાય છે. રાષ્ટ્ર સત્તા ટંકશાળ ચલાવે અને તેમાંથી થતો નફો સ્વીકારે તે તો ઘણું જુનું તત્ત્વ છે પણ નાણાવટીનું તમામ કામકાજ રાષ્ટ્ર સત્તા પોતે જ હાથ ધરે, કે રાજ્યની સહાયથી ઉભી કરેલી કોઇ રાષ્ટ્રીય નાણાવટી સંસ્થા સ્થાપી (National Banks), તેમાં પોતે ભાગ રાખે એ તત્ત્વ છેલ્લા સૈકામાં દિનપ્રતિદિન દરેક સુધરેલા રાજ્યમાં વધારે ને વધારે પ્રમાણમાં સ્વીકારાતું દેખાય છે. વિલાયતમાં રાજ્યસત્તા લગભગ ૨૫૦ વર્ષથી ટપાલખાતું એક હાથ રાખી ચલાવે છે અને તેનો નફો કરોડોના પ્રમાણમાં દરસાલ રાજ્યને મળે છે. હિન્દુસ્તાનમાં ટપાલખાતા ઉપરાંત રેલ્વે, ખેતીની નહેરો, જંગલના પદાર્થ ખીલવવાના કારખાનાં, ઇત્યાદિ રાષ્ટ્રસત્તા પોતાની કુલ મુખત્યારી નીચે વેપારી દૃષ્ટિથી ચલાવે છે. અને તેનો વેપારી દૃષ્ટિથી લાભ લે છે. અને જો કે રાષ્ટ્રીય યોજનામાં વ્યવહારીક સંઘટના વધી, વેપારી દૃષ્ટિને સ્થાન મળે છે; અને તાત્કાલીક પરિણામની નજરે જ આવી જાતની પ્રગતિનો વિચાર કરવો પડે છે. પણ તેની સાથે આપણે લક્ષમાં રાખવું જોઇયે કે રાષ્ટ્ર સત્તાની જે જે માર્ગે પ્રવૃત્તિ વધારવામાં આવે છે તે સર્વનો મુળ ઉદ્દેશ વેપારી નફાનો નહિ પણ પ્રજા સેવાનો હોવો જોઇયે. વેપારી નફો થાય તો ભલે; અને નાણા શાસ્ત્રની નજરે જ જોતાં ઉપર જણાવ્યું તેમ વેપારી નફાની નજર પ્રધાનપદ પણ ભોગવે ખરી; પણ સરવાળે નફા કરતાં સેવાનો આશય અધિકપણે માન્ય થવો જોઇયે. राजन् दुधुक्षसि यदि क्षितिधेनुमेनाम् આ ભર્તૃહરિના મહાન વાક્યમાં સમાયલું રહસ્ય ન સમજાય ત્યાં સુધી આવી પ્રગતિ ફળદાયક થવાને બદલે અનર્થકારક

થાય એવો સંભવ રહે છે. દાખલા તરીકે રેલ્વે માર્ગે મોકલાતા માલ પરના દરનો કે ઉતારૂઓ પાસેથી લેવાતા ભાડાનો ખ્યાલ કરીયે, તો જણાશે કે રેલ્વેપર બેસુમાર દ્રવ્ય ખરચી તેના વ્યવહારમાં નફાની દૃષ્ટિ સર્વથા દૂર કરવી અશક્ય હોય તોપણ, માલનો દર અને ઉતારૂઓનું ભાડું રાજ્યસત્તાએ એવી રીતે મુકરર ન કરવાં જોઇયે કે જેથી દરસાલ કેવળ વેપારી નફોજ રાજ્યને વધ્યા કરે. માલ ઉપરનો દર, દેશના ઉદ્યોગ ને વેપાર પર એક જાતનો કર થઇ વેપાર ઉદ્યોગને હાનિકર્તા ન થાય તે ખાસ જોવાનું છે. ઘણાય રાજ્યોમાં રેલ્વેદર મારફત હુન્નર ઉદ્યોગની પ્રશંસનીય ખીલવણી રાજ્યના નફાને ભોગે પણ કરવામાં આવી છે. પ્રજા સેવાનો આશય આવા વેપારી સાહસમાં પણ જ્યારે રાજ્યને જારી રાખવો પડતો હોય ત્યારે તે રાષ્ટ્રીય ખર્ચના આ ઉપરાંત બીજાં સર્વ નિમિત્તમાં તો તેના સિવાય બીજું પ્રમાણ જ ન હોય. અને પ્રજા સેવા કે પ્રજાકીય હિત સંપાદન દૃષ્ટિ એ એવી ચીજ છે કે તેને માટે યથાસ્થિત વાસ્તવિક પ્રમાણ ( Objective appraisement ) આપવું મુશ્કેલ છે. કેળવણી પરનો ખર્ચ, દવાખાનાંનો ખર્ચ, લશ્કરી ખર્ચ, સામાન્ય વ્યવસ્થાનો ખર્ચ પણ એવી જાતના નિમિત્તને અંગે કરવામાં આવે છે કે તેમાં તાત્કાલિક પરિણામનું પ્રમાણ લાગુ પાડી શકાય નહિ. એ સર્વ મળી પ્રજાનું રક્ષણ થાય, સમૃદ્ધિ વધે, હિતનાં સાધનો સુગમ થાય. પણ જો સૌને માટે વાસ્તવિક પ્રમાણ માગો—એટલે કે જે ખર્ચ કર્યો તેનો બદલો શો મળ્યો. એમ પ્રશ્ન કરો તો ઉત્તર આપવો અશક્ય છે. એટલું જ માત્ર કહેવાય કે એ તમામ ખર્ચ પ્રજાએ સ્વીકારેલા ઉદ્દેશને અંગે,—પ્રજાકીય ઉન્નતિના મૂળ ઉદ્દેશને અંગે—ઉદ્ભવતો હોવાથી, કસોટી પણ તે ઉદ્દેશને આધારે જ કરી શકાય.

રાષ્ટ્રીય ખર્ચના નિમિત્તમાં વાસ્તવિક પરિણામ બહુધા અશક્ય હોવાથી ખચ થયા પછી તેની અન્વેષણા [audit] કરવી તેટલે જ અંશે દુષ્કર છે. ખર્ચની અન્વેષણા બ બારીકીથી કરવાની દરેક

જાહેર સંસ્થાની અનિવાર્ય ફરજ છે. ખાનગી વ્યક્તીઓને માટે પણ એ બુદ્ધિની જરૂર છે ખરી. પણ ખાનગી વ્યક્તિ પોતાના ખર્ચ માટે સામાન્ય રીતે પોતા સીવાય બીજાને જવાબદાર ન હોવાથી સૂક્ષ્મ અન્વેષણાની તેને બહુ જરૂર રહેતી નથી. પણ ખર્ચ કેવે માર્ગે થાય છે, અને તે કેટલે અંશે મુળ ઉદ્દેશ સિદ્ધ કરે છે, તે જોવાની કે બતાવવાની જેટલા પ્રમાણમાં જરૂર વધે તેટલા પ્રમાણમાં અન્વેષણા પણ વધારે બારીક અને વધારે સ્વતંત્રપણે કરવી પડે છે. ખાનગી ભાગીદારીમાં બાહ્ય અન્વેષણાનું તત્ત્વ હજુ દાખલ થયું નથી, પણ મોટા પ્રમાણની વેપારી કે ઔદ્યોગીક ભાગીદારીમાં, ( Joint Stock Companies ) લગભગ દરેક રાજ્યનો કાયદો, સ્વતંત્ર અને તટસ્થ બાહ્ય અન્વેષકો મારફત, ખર્ચની નિરીક્ષા કરવાનું ફરમાન કરે છે. ઘણી વાર વ્યવહારમાં એમ બને છે ખરૂં કે આવા અન્વેષકોની નિમણુંકનો મૂળ ઉદ્દેશ વિસરી જવાય છે; અને અન્વેષકો, માત્ર થયેલા ખર્ચને તે સંબંધના કાગળીઆં ને ઓચરીઆં સામે સરખાવી, પોતાનું કર્તવ્ય સમાપ્ત થયું સમજે છે. પણ જાહેર સંસ્થાના ખર્ચની સ્વતંત્ર નિરીક્ષાનો મુળ હેતુ માત્ર ગણિત વિદ્યાનું જ્ઞાન બરાબર બતાવ્યું છે કે નહિ તે જોવાનો નથી. હિસાબના ચોપડામાંના ખર્ચ અલબત્ત તે સંબંધી મૂળ ઓચરીઆં સાથે સરખાવવાં જ જોઇએ. પણ તેવી સરખામણી કરવા ઉપરાંત, પ્રત્યેક ખર્ચ કરવાને જોઇતી સત્તા ખર્ચ કરનાર વ્યક્તિમાં હતી કે નહિ તે પણ સમજુ અન્વેષકે ખાસ તપાસવાનું છે. અને તેથી પ્રત્યેક સંસ્થાના મૂળ બંધારણ અનુસાર અમુક ખર્ચ કરનાર શક્તિની સત્તાનું પ્રમાણ પણ વિચારવું પડે છે. સત્તાના પ્રમાણ ઉપરાંત પણ અન્વેષકનું વિશેષ કર્તવ્ય એ છે કે કરેલો ખર્ચ, ધારેલો ઉદ્દેશ બર લાવે છે કે નહિ તે સંબંધી વિચાર કરી, યોગ્ય સત્તાને અભિપ્રાય આપવો. રાષ્ટ્રીય ખર્ચમાં આ છેલ્લું ધ્યેય ખાસ લક્ષમાં રાખવા જેવું છે. અને હિંદી રાષ્ટ્રીય ખર્ચની વ્યવસ્થામાં આ ધ્યેયની ગેરહાજરી બહુ

ગંભીર કસુર સૂચવે છે. રાષ્ટ્રીય ખર્ચની અન્વેષણા થાય છે ખરી. પણ સરકારી નોકરો દ્વારા જ તે થતી હોવાથી, અને તે નોકરો અન્વેષકના પદ ઉપરાંત ઉચ્ચતર દરજ્જા પર નજર રાખતા હોવાથી, જોઇયે તેવા સ્વતંત્રપણે તેઓ અન્વેષણા કરી શકતા નથી. કારણકે જો રાજ્યપુરૂષને સાંપડે તેવી સર્વોત્તમ પદવી મેળવવી હોય તો ઉપરી અમલદારની ખફા દૃષ્ટિ પરવડે નહિ; અને તેથી જ જેટલી બારીકીથી રાષ્ટ્રીય ખર્ચની અન્વેષણા થવી જોઇયે તેટલી બારીકીથી થતી નથી. હિન્દી રાષ્ટ્રીય ખર્ચના ઇતિહાસમાં આવી ખામીનું ભયંકર પરિણામ બીજી અફઘાન લડાઇ દરમીયાન ૪૦, ૪૫ વર્ષ પર આવ્યું હતું; અને ફક્ત ૨૨ મહીનાના જ અરસામાં લડાઇ માટેના ખર્ચનો અડસટ્ટો રૂ. ૫ કરોડથી વધીને કુલ રૂ. ૧૧ાા કરોડ જેટલો થયો હતો: અને આટલો ફેર પડ્યો છતાં પણ અડસટ્ટાની ભૂલ જ્યાં સુધી ખર્ચના તમામ આંકડા આવી ન ગયા ત્યાં સુધી જણાઇ નહોતી! અન્વેષણાની વ્યવસ્થામાં આ ભૂલને પરિણામે કેટલાક સુધારા થયા હતા ખરા; પણ જે મૂળ તત્ત્વ વિના આવા તમામ સુધારા નકામા થઇ પડે તે મૂળ તત્ત્વ હજુ પણ આપણી અન્વેષણાની વ્યવસ્થામાં દાખલ થયું નથી. મુખ્યાન્વેષક અમલદાર ( Auditor-General ) તો જ ખરેખર સ્વતંત્ર રહી શકે કે જો તેને વ્યવસ્થાપક-રાજ્યમંડળથી સદન્તર બાતલ કરી તે માર્ગમાં બીલકુલ લાલચનું સ્થાન ન અપાય. વિલાયતમાં ઉપર્યુક્ત અમલદાર સર્વથા સ્વતંત્ર અને ફક્ત ત્યાંની પાર્લામેન્ટને જ જવાબદાર છે. તેના ઓદ્ધા પરથી કોઇ રીતે વ્યવસ્થાપક રાજ્યમંડળ તેને દુર કરી શકે નહિ; અને ખાસ બદચાલનો અપરાધી પૂરવાર થાય નહિ ત્યાં સુધી ખુદ પાર્લામેન્ટ પણ તેને બરતરફ કરી શક્તી નથી. બ્રિટિશ રાજકીય યોજના અને આંકડાની અન્વેષણામાં જો કાંઇ પણ અનુકરણીય તત્ત્વ હોય તો તે આ ગોઠવણને આભારી છે. હિંદુસ્તાનમાં રાષ્ટ્રીય ખર્ચની અન્વેષણા માટે સર્વોપરી અમલદાર સર્વથા સ્વતંત્ર અને કેવળ મિજલસે હિંદ ( Legislative

Assembly ) ને જ જવાબદાર હોવો જોઇએ. પણ એ જવાબદારી સંપૂર્ણપણે ઉપયોગી ત્યારે થાય કે જ્યારે રાષ્ટ્રસત્તાએ કરેલા તમામ ખર્ચ પર આપણી રાષ્ટ્રીય સભાની હકુમત નિરપવાદપણે સ્વીકારાય અને તે ખર્ચ કરવા પહેલાં તેની મંજુરી દરેક આંકડામાં આવશ્યક બને. જ્યાં સુધી પ્રજાના પ્રતિનિધિની બનેલી રાષ્ટ્રીય સભાને પ્રત્યેક વિભાગમાં રાષ્ટ્રીય ખર્ચ મુકરર કરવાની સત્તા નથી: અને મોટા મોટા આંકડામાં તેની મંજુરીની જરૂર નથી, ત્યાં સુધી અન્વેષક અમલદાર પર આવી જવાબદારી મુકવી તે નિરર્થક છે. અન્વેષણ સુધારવા માટે, અને તેનું ખરૂં સ્વરૂપ ખીલવવા માટે, ખાસ અગત્યનું છે કે તમામ રાષ્ટ્રીય ખર્ચ મુકરર કરવા માટે મિજલસે હિંદની સત્તા છેવટની અને નિરપવાદ થવી જોઇએ. અત્યારે તો છેલ્લા (૧૯૨૨-૨૩,) ના અંદાજ પત્રકના આંકડા મુજબ કુલ રૂા. ૧૪૨ કરોડના સામ્રાજ્ય્રીય ખર્ચમાંથી ફક્ત રૂા. ૩૩ કરોડ ઉપર જ મિજલસે હિંદની સત્તા છે. તેથી તેને સ્વતંત્ર અન્વેષક સ્થાપી મિજલસને જવાબદાર કર્યો હોય તોપણ તેની જવાબદારી માત્ર ચોત્રીસ ટકા જેટલા જ ખર્ચને લાગુ પડે. બાકીના તમામ ખર્ચમાં તો તપાસણી માત્ર એટલી જ રહે છે કે કરેલો ખર્ચ જણાવેલા પત્રકો પ્રમાણે બરાબર છે કે નહિ. જાહેરખર્ચમાં રાષ્ટ્રીય ખર્ચ સર્વોત્તમ છે; અને તેના અન્વેષણ માટે પ્રધાનસૂત્ર તો એ જ હોઇ શકે કે કરેલો ખર્ચ ધારેલો હેતુ કેટલા પ્રમાણમાં બર લાવી શકે છે તે સૂક્ષ્મપણે તપાસી, સર્વોત્તમ સત્તાને તે સંબંધી ખરેખરી માહીતગારી આપવી; અને ઘટે ત્યાં સૂચના કરવી. હિંદી રાષ્ટ્રીય ખર્ચના અન્વેષણની વ્યવસ્થામાં આ સૂત્રને સ્થાન જ નથી. અને જ્યાં લગી આ સૂત્ર દાખલ ન થાય ત્યાં સુધી નહિ ખર્ચ પ્રમાણમાં રહેશે કે ન તેની યોગ્ય તપાસણી થશે.

---

# પ્રકરણ ૨જું

## આધુનિક રાષ્ટ્રીય ખર્ચનાં કેટલાંક લક્ષણો

રાષ્ટ્રીય ખર્ચના સામાન્ય તત્ત્વો તપાસતાં આપણે પ્રથમ પ્રકરણમાં જે દિગ્દર્શન કર્યું છે તેની અહિં હિન્દી રાષ્ટ્રીય ખર્ચને નામે કેટલેક અંશે પુનરુક્તિ કરવી પડશે. હિન્દી રાષ્ટ્રીય ખર્ચમાં ઉપર ટપકે જોનારને પણ નજરે પડતી ખાસ ખુબી એક તો એ છે કે તે ખર્ચ-પત્રકના એક જ અંદાજમાં દર સાલ ત્રિવિધ આંકડા બતાવવામાં આવે છે. માર્ચની ૧લીએ રજુ થતા અંદાજમાં પ્રથમ ગત સાલનો હિસાબ, અથવા તો આખરના નિશ્ચિત આંકડા ( accounts ); પુરી થતી સાલના સુધારેલા આંકડા ( revised estimates ), અને આવતા એપ્રીલથી શરૂ થતાં નવા વર્ષ માટેના અડસટ્ટાના આંકડા ( Budget estimates ) હોય છે. આ પ્રત્યેક વચ્ચે વારંવાર બહુ મોટો તફાવત જોવામાં આવે છે. ખતમ થતી સાલ માટેના નિશ્ચિત આંકડા જો તે જ સાલ માટેના સુધારેલા, કે અડસટ્ટાના આંકડા સાથે સરખાવીયે તો તે વચ્ચે બહુ જ જાણવા જોગ ફેર દૃષ્ટિગોચર થશે. અને એ જ અંદાજ પત્રકના ત્રિવિધ આંકડા સરખાવીએ તો પણ બહુ મોટો ફેર નજરે આવશે. આવા

ફેરફાર માટે આંકડા તૈયાર કરનાર અમલદાર ઘણાંય બ્હાનાં રજુ કરે છે. પણ તે સૌ સમાનપણે કબુલ રાખવાં અશક્ય છે. દાખલા તરીકે આગળ એમ કહેવાતું-અને હજુએ ઘણીવાર કહેવાય છે-કે હિન્દી નાણાં સમ્બંધી વ્યવસ્થામાં આવક તેમજ જાવકની અચોકકસતાને લીધે અડસટ્ટાના સુધારેલા અને નિશ્ચિત આંકડામાં ન છુટકે ફેર પડે છે. હિન્દી આવકનો મોટો ભાગ વરસાદ પર આધાર રાખતો હોવાથી જમીનની મ્હેસુલ, રેલ્વેપેદાશ, આયાત નિકાશની જકાતની પેદાશ, આવકનો કર (income-tax), મીઠાવેરો, એ સૌ અનિશ્ચિત થઇ પડે છે; અને તેથી વર્ષના પ્રારંભમાં તેનો અડસટ્ટો કરવો મુશ્કેલ છે. નાણાંશાસ્ત્રીની નજરે અડસટ્ટા કરવાની હુશિઆરી તો જ જણાય કે જો અડસટ્ટાના આંકડા અને આખરના આંકડા જેમ બને તેમ એક રહે, અથવા તેમાં બને તેટલો થોડો તફાવત પડે. હિન્દી ખજાનચીઓમાં અદ્યાપિ સુધી આ ગુણ દેખાયો નથી. અને ઉપર્યુક્ત અચોક્કસતાનું બ્હાનું સર્વથા માન્ય કરવા જેવું નથી વરસાદ અચોક્કસ છે એ ખરૂં, પણ તે અચોક્કસતાનાં વિપરીત પરિણામ કમી કરવા માટે મનુષ્ય બુદ્ધિએ સુઝાડેલાં સાધનો લેવાયાં નથી. એમ કહેવાય તેમ છે જ નહિ. બેશક જેટલા પ્રમાણમાં અને જેવી રીતે એ સાધનો લેવાવાં જોઇતાં હતાં તેટલા પ્રમાણમાં થયું નથી. પણ અછત છતાં પણ ખેતીની નહેરનો સદંતર અભાવ નથી, અને તેથી વરસાદની અછતની ખરી મુશ્કેલી સરકારી મહેસુલને હવે મોટા પ્રમાણમાં અસર કરી શકતી નથી. વળી આપણે ભુલવું ન જોઇયે કે જમીનની મહેસુલ લગભગ દરેક પ્રાન્તમાં ચોક્કસપણે હમેશને માટે કે અમુક વર્ષ પર્યંત મુકરર થઇ હોવાથી, વરસાદની અછતથી ઉત્પન્ન થતી મ્હેસુલની અચોક્કસતા, અંદાજપત્રકની ઉપર્યુક્ત ખામી પેદા કરતી નથી. અને તેનું પ્રમાણ જોઇતું હોય તો તપાસો છેલ્લા ૬૦ કે ૧૦૦ વર્ષના હિસાબમાંથી [જે જે સાલ દુષ્કાળ થયો તે તે સાલની મ્હેસૂલના આંકડા; અને સરખાવો તે સામાન્ય

સાલના તેવાજ આંકડા સાથે. ૧૮૭૮, ૧૮૯૭, ૧૯૦૭, ૧૯૧૮, ૧૯૨૦ એટલી સાલોના જ આંકડા જોઇયે તોપણ જમીનની મ્હેસુલનો આંકડો કોઇ બહુ પ્રમાણમાં ફરતો જણાતો નથી; અને તેમાં થતો દરસાલનો વધારો અટકતો દેખાતો નથી. જે જમીનની મ્હેસુલને લાગુ પડે છે, તે જ દલીલ તેટલાજ, બલ્કે વધારે, પ્રમાણમાં સરકારની બીજી સર્વ જાતની આવકને લાગુ પડે છે. કહેવાનો ભાવાર્થ એમ નથી કે આવકના કોઇપણ વિભાગમાં અડસટ્ટો કરનાર સત્તાને અચોક્કસતાથી ડરવાનું સ્થાન જ નથી. જમીનની મ્હેસુલ ઉપરાંત, બીજા અનેક વિભાગોમાં છેલ્લાં બે ત્રણ વર્ષ થયાં શરૂઆતના અડસટ્ટા કરતાં આખરના આંકડા અતિશય ઓછા દેખાય છે. પણ તેનું ખરૂં કારણ તો અડસટ્ટો કરવાની વિધિમાંજ રહેલી ખામી છે, નહિ કે આવકનાં તત્ત્વો ખોટાં છે.

આ દલીલથી એટલું સ્પષ્ટ થશે કે હિન્દી અંદાજપત્રક તૈયાર કરવામાં ખરેખર મુશ્કેલી છે. તે આવકની અચોક્કસતાને લગતી નહિ, પણ ખર્ચની અનિશ્ચિતતાને અંગે ઉદ્ભવે છે. હિન્દી રાષ્ટ્રીય ખર્ચ એવી જાતનો છે; અને તેમાં કેટલાંક એવાં લાક્ષણિક તત્ત્વો છે કે જેને લીધે નિશ્ચિતપણે અડસટ્ટો શરૂઆતમાં થઇ શકે જ નહિ. દાખલા તરિકે લો હુંડીઆમણની મુશ્કેલી. આપણી રાષ્ટ્રીય આવક તમામ રૂપીયામાં છે, જ્યારે ખર્ચનો હું કે તેથી વધારે ભાગ પાઉંડમાં કરવો પડે છે. જ્યારથી ચાંદી અને સોના વચ્ચેનો સંબંધ તુટી તેના પરસ્પર ભાવમાં દરરોજ બ્હોળો ફેરફાર થવા લાગ્યો, ત્યારથી હિન્દી રાષ્ટ્રીય ખર્ચના અડસટ્ટાને અતિ મુશ્કેલી ઉપજી છે પણ આ મુશ્કેલીની હયાતી કબુલ્યા છતાં આપણે એમ નથી માની શકતા કે: યાતો તે અનિવાર્ય છે કે આપણે તેની સામે સદંતર લાઇલાજ છીયે. સીધો સરળ માર્ગ એટલો જ કે આપણે પરદેશી ચલણમાં કરવો પડતો ખર્ચ જેમ બને તેમ અટકાવી, સંકેલી લઇ તે મુશ્કેલીથી ફારેગ બનવું. હિન્દી સરકારે દેખીતાં કારણોને લઇને આ ઉપાય કર્યો નથી અને તેથા

આજ ૫૦ વર્ષ થયાં સદરહુ મુશ્કેલી જારી રહી છે; તેને અંગે આપણું અંદાજ પત્રક મોટે ભાગે ભૂલ ભરેલું નીવડયું છે અને પરિણામે દેશને અતિશય હાનિ ભોગવવી પડે છે. તે હાનિનું પ્રમાણ માત્ર હુંડીઆમણના ફેરને નામે આપણે કેવળ નિરર્થક ખરચેલા રૂા. ૫૦ કે ૬૦ કરોડમાં સમાતું નથી. પણ રૂપીઆ પાઉન્ડ વચ્ચેના સબંધ અનેકવાર આપખુદી રીતે બદલાવી, પ્રજાની પેદાશની કિંમતને સરકારે જે ધક્કો પહોંચાડયો છે, તેનો પણ ખ્યાલ કરવો જોઇયે. હુંડીઆમણના ભાવમાં સરકાર વચ્ચે ન પડી હોત, અને રૂપીઆ પાઉન્ડનો ભાવ ૧૮૯૯માં બાંધ્યો ન હોત, તો પાઉન્ડના પ્રમાણમાં જેમ ચાંદીનો ભાવ ગગડતો ગયો તેમજ રૂપીયાનો ભાવ પણ પડી જાત; અને દર પાઉન્ડના રૂા. ૧૫ ને બદલે લગભગ રૂા. ૨૦ જેટલો ભાવ ૧૮૯૩-૯૪ થી ૧૯૧૪ સુધી જરૂર રહેત. આ ૨૦ વર્ષના અરસામાં આપણી નિકાસ સરેરાશ પાઉન્ડ ૧૫ કરોડ જેટલી ગણીયે તો આપણને દરસાલ રૂા. ૩૦૦ કરોડ જેટલી રકમ નિકાસની કિંમત તરીકે મળત. પાઉન્ડનો ભાવ આપખુદીપણે બાંધી સરકારે રૂા. ૧૫ ઠેરવ્યાથી તે પાઉન્ડ ૧૫ કરોડના માલની બદલ ફક્ત રૂા. ૨૨૫ મળ્યા એટલે કે દર **સાલની રૂા. ૭૫ કરોડની નુકસાની લેખે ૨૦ વર્ષમાં આપણે હુંડીઆમણનો આપખુદી ભાવ બાંધી કુલ રૂા. ૧૫ અબજ જેટલી નુકશાની ભોગવી ચુકયા છીયે.** ભાવ બાંધવાથી સરકારને વિલાયત મોકલવી પડતી ખંડણીમાં (Home Charges) લાભ થયો હશે ખરો. પણ આ ખંડણી દરસાલ પાઉન્ડ ૨ કરોડ જેટલી ગણીએ તો પણ, તેજ વીસ વર્ષના અરસામાં દર સાલ ઉપરની ગણત્રી મુજબ સરકારને ફકત રૂા. ૧૦ કરોડ જેટલો જ તફાવત પડયો હશે. સમગ્ર પ્રજાને વાર્ષિક રૂા. ૭૫ કરોડની નુકશાનીને ભોગે સરકારની રૂા. ૧૦ કરોડ જેટલો બચાવ કરવાની રાજનીતિ કોઇપણ રીતે પસંદ કરવા યોગ્ય નથી. આપણે હુંડીઆમણની પદ્ધતિનો વિચાર કરવા બેઠા નથી. માત્ર ઉદાહરણ રૂપેજ

અત્રે નોંધ કરી જણાવીશું કે અંદાજપત્રકની ખરી મુશ્કેલી આવી જાતના બેકાબુ ખર્ચને લીધે ઉદ્‌ભવે છે; અને તે મુશ્કેલી ખરેખર દૂર કરવી હોય તો આવશ્યક છે કે ખર્ચ પર સત્વર અંકુશ મુકવો જોઇયે.

જે દલીલ હિંદી સરકારના વિલાયતી ખર્ચને (Home charges) લાગુ પડે છે તે જ દલીલ અક્ષરશઃ બાંધકામના ખર્ચ, તેમજ લશ્કરી ખર્ચને લાગુ પાડી શકાય. પ્રત્યેકનું પૃથ્થકરણ આજ વ્યાખ્યાનમાળામાં આગળ જતાં આપવામાં આવશે. અહીં ફકત એટલી જ નોંધ લેવાની જરૂર છે કે પ્રત્યેક ખર્ચની મર્યાદા પ્રજાની શકિતસર નથી થઇ ત્યાં સુધી અંદાજ પત્રકમાં નિશ્ચિતતા આવવી અશકય છે. અને જો અંદાજ પત્રકમાં નિશ્ચિતતા ન સાંપડે તો હિંદી નાણાવિધિમાં સુધારો પણ અશકય છે, અને તેથી પરિણામે પ્રજાની ખરી આર્થિક ઉન્નતિ કે રાષ્ટ્ર ઉદ્દેશની ખરી સિદ્ધિ અપ્રાપ્ય થશે.

આધુનિક હિંદી રાષ્ટ્રીય ખર્ચનો વિચાર કરતાં દેખાતા ન્હાના, પણ પરિણામે મહા ગંભીર, એક મુદ્દાની નોંધ લેવી જરૂરની છે આપણો તમામ રાષ્ટ્રીય ખર્ચ ફકત એક જ સત્તા કરતી નથી; પણ ત્રણ જાતની જુદી જુદી અને એક બીજીથી પરસ્પર મોટે ભાગે સ્વતંત્ર સત્તાઓને હાથે કરવામાં આવે છેઃ—હિંદી વજીર, હિંદી સરકાર, ને પ્રાન્તિક સરકારો. આ ત્રણેની પરસ્પર સ્વતંત્ર ખર્ચ કરવાની શકિતને લીધે સમગ્ર રાષ્ટ્રીય ખર્ચ પર જોઇયે તેટલો અંકુશ મુકવો, કે તેની મુળ તત્ત્વ અનુસાર યોજના કરવી, અશકય છે. પ્રાન્તિક સ્વતંત્રતા આપણે અત્યારે માન્ય કરેલા રાષ્ટ્રોન્નતિના એક મુખ્ય ઉદ્દેશને આધારે ઉદ્‌ભવતી હોવાથી, તે રાજકીય મુદ્દાને આર્થિક સમાલોચનામાં સ્થાન ન આપીયે તો પણ, તેને લગતી બે વાતની નોંધ લેવી આવશ્યક ગણવી પડશે. એક તો એ કેઃ પ્રાન્તિક સરકાર સ્વતંત્ર છતાં તે સૌ સરકારો હિંદવાસી હોવાથી તેમણે કરેલો ખર્ચ મોટે ભાગે હિંદી

રાષ્ટ્ર ઉન્નતિની નજરે માપવો શકય છે. જ્યારે હિંદી વજીરે કરેલો ખર્ચ હિન્દુસ્તાન બહાર થતો હોવાથી તે ખર્ચની ઉર્પયુક્ત દૃષ્ટિએ તુલના કરવી અશકય છે. નાણાંશાસ્ત્રીની નજરે, કે અંદાજ પત્રક તૈયાર કરનાર ઉસ્તાદની નજરે, ઉપરની પ્રાન્તિક સ્વતંત્રતાની દલીલ હિંદી વજીરની ખર્ચ શકિત માફક બાધક નથી. પણ આથી જુદી જ નજરે જોઇયે—આર્થિક પ્રદેશ છોડી ક્ષણભર રાષ્ટ્રીય મુદ્દાપર લક્ષ દોડાવીયે—તો પ્રાન્તિક સ્વાતંત્ર્યથી સમગ્ર હિંદી રાષ્ટ્રીય આવક તેમજ ખર્ચમાં કેટલીક મુશીબત ન છુટકે વેઠવી પડશે. દરેક પ્રાન્તની સરકાર કરવેરો ઉઘરાવવા તેમજ કરજ કરવાને સ્વતંત્ર હોવાથી, જે પ્રમાણમાં તે શકિતનો પ્રાન્તિક સરકાર ઉપયોગ કરે તે પ્રમાણમાં હિંદી સરકાર નબળી પડે તે સંભવિત છે. અને જેટલા પ્રમાણમાં સામ્રાષ્ટ્રીય સરકાર નબળી પડે તેટલા પ્રમાણમાં અમુક ખરેખરા સામ્રાષ્ટ્રીય મુદ્દાઓમાં આપણું પ્રજાકીય હિત સર્વાંશે જાળવવું મુશ્કેલ બને. પણ આપણે હમણાં જ જોયું તેમ આ વિચાર કેવળ આર્થિક નજરે નહિ પણ રાજકીય દૃષ્ટિએ કરવાનો હોવાથી તેને અહિં જ પડતો મુકીશું.

હિંદી રાષ્ટ્રીય ખર્ચની વિગત તપાસવામાં જો તે ખર્ચના બે વિભાગ પાડીયે તો સુગમ થશે. પેદાશ વધારનાર ખર્ચ અને સામાન્ય વ્યવસ્થાનો ખર્ચ. પ્રથમ વિભાગમાં રેલ્વે, ટપાલખાતું, અને કરજ પેટે વ્યાજ ખર્ચ ગણવો જોઇયે. અને બીજા વિભાગમાં સામાન્ય વ્યવસ્થા તેમજ લશ્કરી ખર્ચ તપાસવો જોઇયે.

---

# પ્રકરણ ૩જું

---

## હિન્દી રાષ્ટ્રીય ખર્ચની સમાલોચના

હિંદનો નાણા પ્રકરણનો ગેરવહીવટ એવી સ્થિતિએ પહોંચ્યો છે કે પંડિતોની કે નાણાંશાસ્ત્રીઓની કોઇપણ સમિતિ આ ગોટાળો ઉકેલી શકે તેમ નથી. દરદીની સલામતી ખાતર, જરૂર પડે, અંત સુધીના ઉપાયો પણ લેતાં ન ડગે એવા કુશળ શસ્ત્રવૈદની જરૂર છે. હિંદી સરકાર આ બધું સારી રીતે સમજે છે. પણ નિરાકરણ કરવાના પ્રશ્નોને માયાવી આવરણોમાં ખુબીબંધ સુંથવી પુરાવાના અભાવે બાન તકસીરવાર ઠરી તેને છુટી જવું છે. સવાલ તો દીવા જેટલો સ્પષ્ટ છે. પણ સરકાર તેને એવી રીતે અટપટાવી રહી છે કે કરકસર સમિતિ ઉત્તરોત્તર આવતી ખોટના મુળ કારણો તપાસી તેનો નાશ કરી શકશે કે કેમ તે પુરેપુરૂં શંકા ભરેલું છે. સરકાર એવો દાવો કરી રહી છે કે ઇન્ચકેપ કમિટીના હાથમાં સોંપેલી બાબતો બ્રીટનની ગેડીઝ કમિટીની જેટલી વિશાળ છે. શબ્દમાં તે પ્રમાણે હશે, પણ ભાવનામાં તો તેથી ઉલટું જ છે. પોતાના પહેલા રિપોર્ટમાં ગેડીઝ કમિટી કહે છે કે " મે માસમાં ખાતાંઓને જે સ્થિતિ સમજાવી હતી તે પરથી ૧૧,૩૦,૦૦,૦૦૦ પાઉન્ડ જેટલો ખર્ચ કમી થતો હતો. પણ પછીથી સુચવેલી કરકસર અનુસાર પરીણામે ઘટાડો પા. ૧૭,૫૦,૦૦,૦૦૦ જેટલો થવા જશે." અગમ બુદ્ધિ વાપરી

હિંદી સરકારે ક્યાં સુધી કાપકુપ માટે પોતે તૈયાર છે તે વાત ઉડાવી દીધી છે. બ્રીટનની ગેડીઝ કમિટીની માફક ઇન્ચકેપ કમિટીને પણ શાહી રાજ્યનીતિની ચર્ચા કરવાની મનાઇ છે. પરંતુ ગેડીઝ કમીટીને હાસ્યજનક બનાવવાની બ્રીટનની સરકારને બીલકુલ ઇચ્છા હતી નહિ, તેથી તેણે લડાઇના સર્વે ખાતાંને જણાવી દીધું હતું કે આવતા દશ વર્ષની અંદર કોઇપણ મોટો વિગ્રહ થવાનો નથી એમ માની ખર્ચના અડસટ્ટા તૈયાર કરવાના છે. ઇન્ચકેપ કમિટીને આવો સામાન્ય નીતિનો કશો ખ્યાલ સુચવાયો નથી; એટલે કમિટીની યોગ્ય ઘટાડો સૂચવતી ભલામણો, રાજ્યની સલામતીના ઘરગથ્થુ બ્હાના નીચે કાંતો વડી સરકાર અભેરાઇએ મુકશે, કે કાંતો તો તેને ખોટી ઠરાવશે.

હિંદુસ્તાનનો ખર્ચ કમી કરવાના માર્ગની મુશ્કેલી આટલેથી જ અટકતી નથી. હિંદની કમિટીનું કામ ગેડીઝ કમિટીના કરતાં વધારે મુશ્કેલ છે. હિંદી નાણાવહીવટ આગળ કહી ગયા તેમ શાહી અને પ્રાન્તિક આવા બે ભાગમાં વ્હેંચાએલો છે. **પ્રજાના કલ્યાણ પર જાહેર ખર્ચની સમગ્ર અસર ખરી રીતે જાણવી હોય તો શાહી અને પ્રાન્તિક બન્નેના ખર્ચ ખાતાં એક સામટાં તપાસવાં જોઇયે. માત્ર પ્રાન્તિક અથવા તો માત્ર શાહી ખર્ચ પર જ જો વિચાર કરવામાં આવે તો આ બાબત ધ્યાન બહાર રહી જવા પૂરો ભય છે.** હિંદુસ્તાનના દરેક પ્રાન્તના ખર્ચમાં ખરો કાયમી અને શાસ્ત્રીય સુધારો જ કરવો હોય તો હિંદુસ્તાનમા થતા દરેક સરકારી ખર્ચની તપાસ કરવાની છુટ કમિટીને હોવી જોઇયે. ખર્ચનું પ્રમાણ તેમજ દિશા, આવકના સાધનો પર આધાર રાખે છે તેથી થનારી તપાસમાં આવકના પ્રશ્નોનો પણ સમાવેશ થવો જોઇયે. પણ વડી સરકારે ખરી રીતે જે એક જ-સમગ્ર-રખાવું જોઇયે તેના પણ ભાગ પાડવામાં ખાસ નિપુણતા મેળવી છે. આથી દેશની રાજ્યનીતિ, જે ઉપર સમગ્ર પ્રજાના સુખ દુઃખનો આધાર છે, તેનો બહોળો વિચાર કરી તેમાં મહત્ત્વના સુધારા સૂચવવાનું કામ અશકય થઇ પડ્યું છે. હિંદી

ઔદ્યોગિક કમીશનને વ્યાપારની (જકાતની) રાજ્યનીતિના પ્રશ્નો સંબંધી વિચાર કરવાની મના કરી હતી; હિન્દી ઔદ્યોગિક રચનાનો ખ્યાલ મહેસુલ વિષયક (fiscal) કમીશનને સોંપાએલા વિષયોમાંથી બાદ રખાયો હતો; રેલ્વે માટે નીમાએલી કામટીને રેલ્વે સિવાય બીજા વ્યવહારના સાધનોનો (means of transport) વિચાર કરવાની છુટ ન હતી: અને વ્યવહારના સાધનો પર વિચાર કરવા જો કોઇ કમિટી નીમવામાં આવે તો જરૂર તેના વિષયોમાંથી રેલ્વેનો વિષય બાદ રહેવાનો જ. ક્ષિતિજ પર ઝુઝુમતી આફતો અત્યારે કહી રહી છે કે નાણા પ્રકરણની ગુંચવણો હવે ઉકેલ્યા વગર છુટકો જ નથી. દરેકે દરેક પ્રાન્ત વડી સરકારને પરાણે આપવા પડતા ફાળાની (Provincial Contributions) વિરુદ્ધ છે. અને આ આવકનું સાધન સરકારે નક્કી કર્યુ છે પણ તે લાંબા વખત પહેલાં પાછું તજી દેવું પડશે. મહેસુલ વિષયક કમીશને દેશ ઉદ્યોગ રક્ષક રાજ્યનીતિની ભલામણ કરી છે; અને આ ભલામણ સ્વીકારવામાં આવે તો જકાતખાતાની આવકમાં મોટું ગાબડું પડવાનું. ઉદ્યોગ રક્ષક જકાત વિધિ આવકના સાધન તરીકે રાખવાની જો ભુલ થશે તો પરીણામે બન્ને નિષ્ફળ જવાનાં. છેવટ, અત્યારે ઉપજનું એક પણ સાધન 'એવું' નથી કે જેના પર પૂરેપૂરો બોજો ન પડ્યો હોય; અથવા તો નૈતિક કે આર્થિક કારણોને લઇને જેને અડકી ન શકાય. તપાસનું ક્ષેત્ર સંકુચિત અને એક પક્ષી છે. ઘટાડાના ધોરણનું કે તે વિષેની નીતિનું કશું માર્ગસૂચન નથી; અને સુધારાને સ્થાન છે એવું સુચવવું તે તો માત્ર ઉદ્ધતાઇ જ લેખાવાની. બધા ડહાપણનો ઇજારો પોતા પાસેજ હોય તેમ સરકાર જ્યારે માને છે ત્યારે વસ્તુતઃ સ્થિતિ પરથી સાબીત થાય છે કે બધી ગંભીર ભુલો કરવાનો ઇજારો પણ તેમનો જ છે. આવી સ્થિતિ હોવાથી નીચે આપેલી વિગતવાર તપસીલ માટે મારે કશો બચાવ કરવાનો રહેતો નથી, જો કે મારે ખર્ચવિધિ સંબંધી જ તે તપસીલ કરવી પડી છે.

---

# પ્રકરણ ૪ થું

## હિન્દનો રાષ્ટ્રીય ખર્ચ કેવી રીતે વધ્યે જ જાય છે.

| વર્ષ | શાહી અને વિલાયત ખાતેનું | પ્રાન્તિક | કુલ ખર્ચ |
|---|---|---|---|
| | રૂપીયા | રૂપીયા | રૂપીયા |
| ૧૯૦૦-૦૧ | ૮૨,૫૫,૯૩,૩૨૦ | ૨૭,૫૫,૭૯,૧૬૫ | ૧૧૦,૧૧,૭૨,૪૮૫ |
| ૧૯૦૧-૦૨ | ૭૭,૩૨,૦૮,૯૩૫ | ૨૮,૧૬,૨૦,૬૪૫ | ૧૦૫,૪૮,૨૯,૫૮૦ |
| ૧૯૦૨-૦૩ | ૮૧,૯૨,૭૫,૯૩૭ | ૨૯,૭૨,૯૦,૯૨૮ | ૧૧૧,૬૫,૬૬,૮૬૫ |
| ૧૯૦૩-૦૪ | ૮૮,૮૦,૭૮,૫૦૭ | ૩૦,૫૩,૮૮,૯૩૩ | ૧૧૯,૩૪,૬૭,૪૪૦ |
| ૧૯૦૪-૦૫ | ૯૧,૧૦,૯૫,૯૯૦ | ૩૦,૬૮,૧૫,૫૮૫ | ૧૨૧,૭૯,૧૧,૫૭૫ |
| *૧૯૦૫-૦૬ | ૭૩,૨૭,૨૫,૨૫૯ | ૩૩,૫૪,૫૬,૩૭૬ | ૧૦૬,૮૧,૮૧,૬૩૫ |
| ૧૦૯૬-૦૭ | ૭૪,૬૩,૧૯,૧૨૯ | ૩૨,૨૩,૨૪,૯૨૬ | ૧૦૬,૮૬,૪૪,૦૫૫ |
| ૧૯૦૭-૦૮ | ૭૩,૨૭,૮૩,૩૮૦ | ૩૪,૨૯,૯૨,૮૪૫ | ૧૦૭,૫૭,૭૬,૨૨૫ |
| ૧૯૦૮-૦૯ | ૭૩,૯૯,૧૦,૧૧૨ | ૩૭,૨૫,૮૮,૭૦૮ | ૧૧૧,૨૪,૯૮,૮૨૦ |
| ૧૯૦૯-૧૦ | ૭૩,૩૭,૨૧,૬૪૫ | ૩૬,૨૬,૭૦,૬૨૫ | ૧૦૯,૬૩,૯૨,૨૭૦ |
| ૧૯૧૦-૧૧ | ૭૪,૮૩,૬૫,૧૦૩ | ૩૭,૩૪,૦૮,૬૫૭ | ૧૧૨,૧૭,૭૩,૭૬૦ |
| ૧૯૧૧-૧૨ | ૭૫,૪૩,૭૨,૩૦૭ | ૪૧,૪૪,૨૨,૬૭૩ | ૧૧૬,૮૭,૯૪,૯૮૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૨-૧૩ | ૭૫,૭૮,૧૩,૪૬૦ | ૪૩,૦૮,૦૦,૨૭૦ | ૧૧૮,૮૬,૧૩,૭૬૦ |
| ૧૯૧૩-૧૪ | ૭૭,૮૫,૮૪,૫૭૦ | ૪૬,૯૦,૮૦,૦૬૦ | ૧૨૪,૭૬,૬૪.૫૭૦ |
| ૧૯૧૪-૧૫ | ૭૮,૮૩,૧૩,૫૨૦ | ૪૮,૮૬,૮૨,૬૦૦ | ૧૨૭,૬૯,૯૬,૩૨૦ |
| ૧૯૧૫-૧૬ | ૮૧,૭૯,૨૫,૬૧૦ | ૪૬,૪૧,૪૩,૨૬૦ | ૧૨૮,૨૦,૬૮,૮૭૦ |
| ૧૯૧૬-૧૭ | ૮૭,૩૧,૩૭,૬૫૫ | ૪૮,૫૪,૪૬,૨૪૫ | ૧૩૫,૮૫,૮૩,૯૦૦ |
| ૧૯૧૭-૧૮ | ૧૦૬,૫૭,૫૩,૪૧૫ | ૫૦,૨૮,૭૬,૬૮૦ | ૧૫૬,૮૬,૨૯,૦૯૫ |
| ૧૯૧૮-૧૯ | ૧૩૬,૧૩,૭૨,૯૬૧ | ૫૪,૪૮,૦૦,૩૩૦ | ૧૯૦,૬૧,૭૨,૨૯૧ |
| x૧૯૨૦-૨૧ | ૧૬૧,૬૪,૧૭,૫૬૭ | ૭૦,૫૨,૪૬,૦૧૫ | ૨૩૨.૧૬,૬૩,૫૮૨ |
| ૧૯૨૧-૨૨ | ૧૪૧,૯૪,૫૨,૦૦૦ | ( સુધારેલા આંકડા ) | |
| ૧૯૨૨-૨૩ | ૧૪૨,૩૯,૦૬,૦૦૦ | ( સુધારેલા આંકડા ) | |

*૧૯૦૪-૫ અને ૧૯૦૫-૬ ના હિસાબમાં મોટો ફેર લાગે છે તે રેલ્વે હિસાબ રાખવાની રીતમાં ફેરફાર કર્યાને લીધે છે. અત્યાર સુધી સ્ટેટ રેલ્વે પર માલના વેપારની આવક એક બાજુએ જમા થતી હતી અને તેને અંગે થએલું ખર્ચ બીજી બાજુએ આવતું હતું. આ વર્ષથી જ ચોખ્ખી આવક બતાવવી શરૂ કરી છે. (નાણાં-ખાતાના પ્રધાનની હકીકત ૧૯૦૭-૮. ફકરો ૭)

x આ આંકડા ફાઈનેનશીઅલ સ્ટેટમેન્ટ અને સરકારી વર્ષો વર્ષ આવતા બજેટના આંકડા પરથી લીધા છે. આ આંકડાઓ માટે તો આ જ આધારભૂત સાધનો છે. અહીંયાં પણ ૧૯૨૦-૧૯૨૧ ના હિસાબમાં સામ્રાજ્ય ખર્ચ રૂા. ૧૬૧.૬૪ કરોડ બતાવ્યો છે. જ્યારે ૧૯૨૨-૨૩ના બજેટને પાને ૭૨૦મે રૂા. ૧૪૯.૦૮ કરોડ આપ્યો છે. આ વિરોધનો ખુલાસો હું હજી શોધી શક્યો નથી.

૧૯૦૫–૦૬નું વર્ષ મંડાણ તરીકે લઇયે તો કુલ ખર્ચ ૧૬૦.૮૧ કરોડપરથી ૨૩૨.૧૬ જેટલું એટલે કે ૧૧૭.૩ ટકા વધ્યું. હવે ૧૯૧૩–૧૪નું વર્ષ પાયા તરીકે ગણીશું કારણ કે આ વર્ષ દરેક રીતે સગવડતાવાળું છેઃ—**૧૯૧૩–૧૪માં કુલ ખર્ચ ૧૨૪.૭૬ કરોડ હતું અને તે ૧૯૨૦–૨૧માં ૨૩૨.૧૬ કરોડ થયું એટલે કે આઠ વર્ષમાં કુલ ખર્ચ ૮૦.૬૭ ટકા જેટલું વધી ગયું.** આની અંદર પ્રાન્તિક ખર્ચનો ફાળો જોઇએ. ૧૯૧૩–૧૪માં પ્રાન્તિક ખર્ચ ૪૬.૯૦ કરોડ હતું તે ૧૯૨૦–૨૧માં ૭૦.૨૦ કરોડ લગી વધ્યું. આમ પ્રાન્તિક ખર્ચ અંગે તો માત્ર ૫૦ ટકા જ વધારો થયો. પ્રાન્તિક ખાતામાં દેશના હિતકારી ઘણાંખરાં ખાતાં આવે છે. હવે વડી સરકારનું ખર્ચ તપાસીએ. ૧૯૧૩–૧૪ માં તે ૭૭.૮૫ કરોડ હતું જ્યારે ૧૯૨૦–૨૧માં ૧૬૧.૯૪ કરોડ જેટલું એટલે કે ૧૦૦ ટકા કરતાં પણ વધી ગયું. ૧૯૨૧–૨૨ના આંકડા પ્રમાણે પણ ગણતરી કરીએ તો ૮૪ ટકા જેટલો વધારો થયો છે (૧૯૨૧–૨૨માં ખર્ચ ધાર્યા કરતાં ઘણો જ વધી જવા પુરતો સંભવ છે.) અને આ તમામ ખર્ચનો વધારો સરહદની ચડાઉ અને પરીણામશૂન્ય લડાઇઓમાં, આંખો મીંચી લીધેલા લશ્કરીના નાણાને અંગે, અને ચારે બાજુએ કરી મુકેલા નિરુપયોગી, બીનજરૂરી, નિરંકુશ અને અન્યાયી વધારાને લીધે છે.

જો કે કરકસર સમિતિના કર્તવ્યમાં આ નિરંકુશ વધારાની રાજ્યબંધારણને લગતી બાજુનો સમાવેશ થતો નથી છતાં એ અહિંયાં જણાવવું જરૂરનું છે કે જ્યાં સુધી મિજલસે-હિન્દના સંપૂર્ણ અખત્યાર નીચે હિન્દનો તમામ ખર્ચ મુકવામાં નહિ આવે ત્યાં સુધી આ વધતો જતો ખર્ચ અંકુશમાં આવવાનો નથી. અત્યારે તો ચાલુ વર્ષના બજેટમાં મુકેલા કુલ ખર્ચના રૂ. ૧૪૨.૩૯ કરોડમાંથી મિજલસના અંકુશ નીચે તો માત્ર રૂ. ૩૩.૩૩ કરોડ એટલે કે ૨૩.૫ ટકા જ છે. બાકીના ૭૬.૫ ટકાના ખર્ચ માટે

હિન્દી સરકાર ઉપર બરાબર કાબુ વાપરી શકે તેવી કોઇ પણ ખાસ સત્તા નથી.

પાર્લામેન્ટની સંયુક્ત સમિતિની મદદથી પણ બ્રીટીશ પાર્લામેન્ટથી હિન્દના નાણાની રખેવાળી થઇ શકે તેમ નથી. કારણ કે આ સભાના સભ્યોના હેતુ ગમે તેટલા શુદ્ધ હોય, છતાં પણ તેમને મન હિન્દની આર્થિક વાત કરતાં હિન્દ બહારના વિષયોનું મહત્ત્વ વધારે જ લાગવાનું. આ નાણાંની વડી અદાલત આગળ એકપક્ષીજ વાત રજુ થતી હોવાથી ભુતકાળમાં આ પ્રમાણે બનતું આવ્યું છે. હિન્દી વજીરની સભા તેનો મુળ હેતુ બર લાવી શકી નથી. તેનો ખરો ઉદ્દેશ તો વજીર ઉપર કાબુ રાખવાનો હતો. અત્યારે તો તે સભા, હિન્દી ધારાસભાને ચોક્કસ સત્તા આપવાના બહાના હેઠળ તદ્દન નકામી થઇ પડી છે. તેમજ હજી ખરી હિન્દી ધારાસભા હયાતીમાં આવી નથી એટલે ખર્ચ દુદકે ને લુસકે વધ્યો જ જાય છે. રાષ્ટ્રીય ખર્ચના દરેક ખાતાને માટે જ્યાં દેશના પ્રતિનિધિઓ એક સામાન્ય રાષ્ટ્રીય રાજ્યનીતિને અનુસરી વર્તવાના નિયમો ન ઘડી શકે ત્યાં સુધી કોઇ પણ ખાનગી તપાસ, યોગ્ય, કાયમી અને મહત્ત્વની કાપકુપ કરી શકવાની નથી.

ઉપર જણાવેલી રાજ્યનીતિનું સહજ પરીણામ એ જ કે ધારાસભાને તેમની પાસે આવતા અંદાજપત્રકના દરેક ભાગ તપાસવાની સંપૂર્ણ છુટ હોવી જોઇયે, અને તે મંજુર કરવાનું કામપણ તેમનું જ હોવું જોઇયે.

**એટલે કે આપણા દેશના ખર્ચમાં લાભદાયક, અને દેખી શકાય તેવો હમેશને માટે સુધારો કરવો હોય તો સમગ્ર અંદાજ મિજલસે હિન્દના અંકુશ નીચે પુરે પુરૂં મુકવાનો સુધારો સૌથી પહેલો થવો જોઇયે. પ્રજા નામંજુર કરે તે ખર્ચ કાયમ રાખવા માટે ઉપરવટ થવાની સત્તા કારોબારી સરકાર પાસે બીલકુલ ન રહેવી જોઇયે.**

કરકસર માટે વિગતવાર, સમજુતીપૂર્વક ભલામણો કરવા માટે રાષ્ટ્રીય ખર્ચ ચાર ભાગમાં વહેંચી નાખશું.

(अ) વ્યાપારોપયોગી ખર્ચ અથવા દેશની ખીલવણી ખાતેનો ખર્ચ.

(आ) લશ્કરી ખર્ચ, અથવા દેશરક્ષણનો ખર્ચ

(इ) સામાન્ય વહીવટી ખાતાનો ખર્ચ.

(ई) કરજીનાં નાણાં પર વ્યાજ.

આમાંથી (ई) વ્યાજ (अ) ને (आ) માં પણ આવે છે. કારણ કે કેટલુંક દેવું ખાસ લશ્કરી કારણો માટે જ કરવામાં આવ્યું છે, કેટલુંક વ્યાપારના સાધનો પર અને બાકીનું કેટલુંક સામાન્ય ખોટ પડે છે તેને પહોંચી વળવા કરવામાં આવ્યું છે. વિલાયતનું ભરણું મોકલતાં થતી વટાવ ખોટનો પણ આપણે ખાસ જુદો વિચાર કરવો પડશે. કારણ કે જ્યાં સુધી દરેક ખાતાને અંગે થતી ખોટ જુદી ન તપાસાય ત્યાં સુધી તેનું ખરું મહત્ત્વ સમજાય નહિ.

---

# પ્રકરણ ૫ મું

---

## રેલ્વે વ્યવહાર

કહેવાતા ઉત્પાદક દેવામાંથી રેલ્વે ખાતે ૧૯૨૧-૨૨ ના અંતે રૂ. ૫૭૩·૩૯ કરોડ અને નહેરો ખાતે ૧૯૧૯-૨૦ ના અંતે રૂ. ૭૫·૮૪ કરોડ છે. નવા સુધારા પ્રમાણે નહેર ખાતું પ્રાન્તિક સરકારોને સોંપી દીધું છે. વડી સરકારના ખાતામાં આ સંબંધી હવે થોડો જ હિસાબ રહ્યા છે. ત્યાર પછીના દેવાનો હિસાબ ગણતાં, આ કામો પાછળ ખર્ચાયલી રકમો ઉમેરીયે તો, લગભગ **રૂ. ૫૮૦ કરોડ જેટલી મુડી રેલ્વેમાં અને રૂ. ૮૦ કરોડ જેટલી નહેરોમાં રોકાયલી છે.** આનો કુલ સરવાળો રૂ. ૬૬૦ કરોડ થાય છે. એટલે આ ઉત્પાદક દેવું કુલ દેવામાંથી બાદ કરીયે તો રૂ. ૩૦૦ કરોડ જેટલું અનુત્પાદક દેવું બાકી રહે. પણ નહેર પ્રાન્તિક વિષય હોઇ તે ભાગને અત્યારની ચર્ચામાં ન ગણીયે **તો કુલ રૂ. ૫૮૦ કરોડનું આશરે ઉત્પાદક દેવું થાય.**

(अ) આમાં પ્રથમ વાત તો એ ધ્યાનમાં રાખવાની છે કે **હિંદમાં બધી રેલ્વે વેપારી લાભની નજરે બાંધવામાં આવી નથી.** ૧૯૨૦-૨૧ના છેલ્લા રીપોર્ટ પરથી જણાશે કે ૧૯૨૦-૨૧

માં કુલ ૨૯૮ માઇલ નવા પાટા નાંખ્યા, તેમાંથી ૧૮૯૫૦ માઇલ એટલે અર્ધો અર્ધથી પણ વધારે લશ્કરી કામ માટે હતા; અને બાકીનામાં હિંદુસ્તાનના રાજ્યોએ તથા પેટા કંપનીઓએ બાંધેલી રેલ્વે આવે છે. (પ્ર. ૧ લું પા. ૬ થી ૮) સરહદ પરની તમામ રેલ્વે ખાસ લશ્કરી ઉપયોગ માટેજ બાંધવામાં આવેલી છે. વાસ્તવિક રીતે આ ખર્ચ લશ્કરી ખર્ચમાં લખાવો જોઇએ તેને બદલે સામાન્ય ઉત્પાદક ખાતા નીચે ગણવામાં આવે છે. સંજોગ વશાત થતી આ રેલ્વેની કમાણી ઉપરથી ઇરાદાપૂર્વક અને ખાસ લશ્કરી કામ માટેજ આ લાઇનો બંધાઇ છે તે વાત ભુલાઇ જવી જોઇએ નહિ; અને આ કામ ખાસ દેશરક્ષાના કામથી કોઇ રીતે જુદું ગણી શકાય તેમ નથી. આ કામને માટે ઘણા લાંબા વખત સુધી કર ભરનારાએ ખર્ચ ઉપાડ્યો છે. તે ઉપરાંત લાઇનો બાંધવાની અને ઉઘાડવાની એવી પદ્ધતિ ગ્રહણ કરવામાં આવી હતી કે સરખામણીમાં તેમનું ખર્ચ ઘણું વધારે થયું છે. એટલે રેલ્વેના દેવાનો મોટો ભાગ માત્ર લશ્કરના ઉપયોગ માટે કર્યો છે અને તે અનુત્પાદક દેવા તરીકે ગણાવો જોઇએ. છતાં શા કારણે તે ઉત્પાદક દેવામાં ગણાય છે તે સમજી શકાતું નથી. આમાં બીલકુલ ન્યાય છેજ નહિ.

(આ) લશ્કરી લાભ તેમજ વેપારી લાભને માટે રેલ્વે બાંધવામાં આવી છે એટલુંજ નહિ, પણ તેની હિસાબ રાખવાની અને હિસાબ આપવાની વિધિ બીલકુલ વેપારી રીત પ્રમાણે છેજ નહિ. રેલ્વે પાછળ ઘણો ઘસારો લાગે છે, છતાં ઘસારા પેટે કશું માંડી વાળવાની ગોઠવણ જ નથી.

ઘસારાનો બિલકુલ હિસાબ ગણ્યા વગર કુલ આવકમાંથી ખર્ચ અને વ્યાજ બાદ ગણી ચોખ્ખો નફો કાઢવામાં આવે છે. એટલે લડાઇને અંગે જ્યારે સુધારા વધારા કરવાનું ઓછું કરવામાં આવ્યું ત્યારે સ્વાભાવિક રીતે નફો વધ્યો દેખાયો પણ એથી હિંદુસ્તા-

નની રેલ્વે ખરેખરા નફા કારક ન માની લેવાય. હિંદુસ્તાનની સરકારની મરજી વિરૂદ્ધ, કુદરતના નિયમોએ પોતાની હયાતી જાહેર કરી છે. અને છેલ્લાં ચાર વર્ષમાં રેલ્વેનો હિસાબ ઉધાર પાસું વધારે મોટું દેખાડયે જાય છે. પ્રસારા માટે પહેલેથી યોગ્ય ગોઠવણ કરી હોત તો રેલ્વેનો નફો દેખાડયા પ્રમાણે આવત નહિ. અને રેલ્વે બાંધવાના અભખરો લાગયાથી થયું તેમ અનુત્પાદક રેલ્વેઓ બંધાત નહિ અને દેવું નકામું વધી પડત નહિ. ૭૩ વર્ષની હયાતી પછી પણ કુલ સરવાળે હિંદુસ્તાનની સરકારી લાઇનો યોગ્ય હિસાબે ગણીયે તો ખરેખરા નફાકારક સાહસ તરીકે ગણી શકાય નહિ. **રેલ્વેના વધારા પાછળ હવે વધારે મુડી ન જ રોકવી એવું ન કહીયે, તોપણ એટલું તો ભાર દઇને કહેવું પડશે કે જ્યાં સુધી હિંદની નાણાં સંબંધી સ્થિતિ સંતોષકારક ન થાય, અને જ્યાં સુધી ચાલુ રેલ્વે વેપારી હિસાબે ગણતાં પુરતો નફો ન બતાવે, ત્યાં સુધી ઉછીનાં નાણાં લઇ રેલ્વે વધારવાનું તમામ કામ તદન બંધ રાખવું.**

(૬) રેલ્વે ચલાવવાના ખર્ચના વિગતવાર આંકડા જોતાં પણ એ જ સિદ્ધાંત નજર આવે છે. નીચેના રેલ્વે ખર્ચ ને આવકના આંકડા જોતાં આપણને શંકા થઇ પડશે કે રેલ્વેના મુડી નફા આપતી મુડી ગણવી કે કેમ ?

| વર્ષ | કુલ કાચી આવક | ચલાવવાનો ખર્ચ |
|---|---|---|
| | ( કરોડ રૂપીઆ ) | |
| ૧૯૧૩-૧૪ | ૫૬·૩૨ | ૨૯·૩૬ |
| ૧૯૧૩-૧૫ | ૫૪·૧૬ | ૨૯·૫૩ |
| ૧૯૧૪-૧૬ | ૫૭·૨૬ | ૨૯·૫૩ |
| ૧૯૧૬-૧૭ | ૬૨·૯૫ | ૨૯·૯૧ |

| | | |
|---|---|---|
| ૧૯૧૭-૧૮ | ૬૮·૯૨ | ૩૧·૩૬ |
| ૧૯૧૮-૧૯ | ૭૬·૨૬ | ૩૯·૦૮ |
| ૧૯૧૯-૨૦ | ૭૯·૧૦ | ૪૫·૪૭ |
| ૧૯૨૦-૨૧ | ૮૦·૯૯ | ૫૪·૫૩ |
| ૧૯૨૧-૨૨ | ૮૧·૮૨ | ૬૫·૮૮ |
| ૧૯૨૨-૩૩ | ૯૯·૫૭ | ૬૮·૦૫ |

લડાઇ પહેલાના પ્રમાણમાં લડાઇ પછી રેલ્વે ચલાવવાનો ખર્ચ ૨૯·૩૬ કરોડ પરથી ૬૮·૦૫ કરોડ, એટલે ૧૩૧ ટકા વધી ગયો. ત્યારે આવક નિયમ પ્રમાણે વધી નથી, પણ ફરજીઆત દરના વધારા ને નુરના ઉપરના ટકાને લીધે વધી દેખાય છે. ૫૬·૩૨ કરોડમાંથી ૯૯·૫૭ કરોડ જેટલી આવક વધી છે. ( બજેટમાં ૯૯·૫૭ આંકડા મુક્યાં છે પણ ૯૦ કરોડથી વધવા સંભવ ઓછો છે.)

૧૯૧૩-૧૪ માં ચાલુ ખર્ચ કુલ આવકના ૫૨ ટકા જેટલો હતો ત્યારે ૧૯૨૧-૨૨ માં લગભગ ૮૦ ટકા જેટલો ચાલુ ખર્ચ થયો છે. આમ ખર્ચ **પ્રમાણમાં બેહદ વધવા માંડે ત્યારે કરકસરના ચાંપતા ઉપાયો અમલમાં મુકવામાં લગાર પણ ઢીલ ન થવી જોઇયે.**

નોકરોનો પગાર કે બળતણના ખર્ચમાં કાપકુપ કરી શકાય એમ ન હોય તો છેવટે વ્યાજના ખર્ચ ઉપર આવવું જોઇયે. આ વ્યાજખાધ ચાલુ ખર્ચમાં નથી ગણાતી. ૧૯૨૧-૨૨ અને ૧૯૨૨-૨૩માં ચોખ્ખી આવકની સરેરાશ ૧૯૧૩-૧૪ ના કરતાં ઘણી નીચી ગઇ છે. હવે વ્યાજ ખાધ બાદ કરીયે તો હિંદુસ્તાનની સરકારી રેલ્વે પાછળ ચોખ્ખી ખોટ જાય છે એમ દેખાઇ આવશે. કુલ દેવા પાછળ થતી વ્યાજખાધ કોઇ ખાતા ફેર કરી અથવા તો તેવું નથી એમ કહી ખર્ચમાં ઘટાડો બતાવી શકાય નહિ. રેલ્વે પાછળ આપણને આશરે ૩½ ટકા જેટલું વ્યાજ આપવું પડે છે, અને કુલ દેવા પાછળ સરેરાશ ૩.૭૫ ટકાથી વધારે વ્યાજ ખર્ચ આવતું નથી.

ચાર ટકાથી વધારે વ્યાજવાળી લોનો ફેરવી નાખ્યાથી રેલ્વેના બજેટમાં કોઇ મહત્ત્વનો ઘટાડો થવાનો નથી. **તેથી રેલ્વે ખર્ચમાંથી યોગ્ય છુટકારો મેળવવાનો એકજ રસ્તો છે અને તે એજ કે જયાં સુધી નાણાંની વ્યવસ્થા સદ્ધર ન બને અને જયાં સુધી ચાલુ રેલ્વે યોગ્ય નફો ન બતાવે ત્યાં લગી નવી રેલ્વે** પાછળ **બીલકુલ મુડી રોકવી નહિ.**

(ઠ) રેલ્વે ચલાવવાનું ખર્ચ બેહદ વધ્યે જાય છે એટલું જ નહિ પણ પ્રસંગોપાત નુરના ટકામાં વધારો કરવા છતાં પણ આ બાજુથી આવક વધવાની બીલકુલ આશા નથી. હવે વધતું જતું ખર્ચ ન જ ઘટી શકે તેવું હોય તો તેથી એટલું જ સાબીત થાય કે રેલ્વેના અંદર નફો આપવાની શક્તિ નથી અને તે મુડીને નફાકારક વ્યાપારી મિલ્કત ગણી શકાય નહિ. બજેટના આંકડાના જુદાં જુદાં મથાળાં સમજાવતાં ઑડિટર જનરલ પોતાની નોંધમાં ૨૮ મા ફકરામાં જણાવે છે કેઃ -"નુરના ટકા (Sur Tax) તા. ૧લી એપ્રીલથી કાઢી નાખી તેની જગ્યાએ માલના વધારેલા દર દાખલ કરવાના છે. (આ નુરના ટકા પરચુરણ આવકના ખાતા નીચે લખવામાં આવે છે) મુસાફરી ભાડામાં પણ ૨૫ ટકા વધારો કરવાનું ઠરાવ્યું છે. કારણ અત્યારને હિસાબે સરકારી રેલ્વેમાં ચોખ્ખી ખોટ જાય છે. આવી રીતે ૬ કરોડની આવક માલના દરના વધારામાંથી ધારી છે. અને રૂ. ૬ કરોડ મુસાફરી ખર્ચમાં વધારો કર્યાથી આવશે એમ ગણ્યું છે. અંદાજપત્રકમાં ૧૯૨૨-૨૩ માં રેલ્વેની કુલ આવક રૂ. ૯૯·૫ કરોડ ધારી છે--તે ઉપરાંત માલની આવજામાંથી રૂ. ૫·૮૦ કરોડ વધારે આવશે એમ ગણવામાં આવ્યું છે."

**પણ માલના વ્યવહારમાં ધારેલો સ્વાભાવિક વધારો થયો નથી.** છ માસિક હિસાબ રૂ. ૫ કરોડ જેટલી ઓછી કમાણી બતાવે છે, એટલે એકજ અનુમાન પર આવી શકાય કે રેલ્વેના મથાળા નીચે બજેટના આંકડા કરતાં રૂ. ૧૦ કરોડ ઓછા આવશે.

આનો આજ ખુલાસો થઇ શકે કે ભાડાના દર હિંદુસ્તાનમાં એટલી હદ સુધી આવી ગયા છે કે હવે તેથી વ્યવહારમાં ઘટાડો થવાનો. અર્થશાસ્ત્રની ભાષામાં કહીયે તો આ વધારાના દર હવે ઉતરતી આવકના (diminishing returns)* નિયમ લગી આવી પહોંચ્યા છે. **એટલે ભાડામાં જેટલો વધારો થશે તેટલા પ્રમાણમાં પરિણામે આવક ઓછી આવવાની** બીજા શબ્દોમાં હવે રેલ્વેના નવા સાહસ માટે હિંદુસ્તાનમાં ક્ષેત્ર છે નહિ **અને તે દિશામાં ખીલવણી કરવાથી વધારે નફાની આશા નથી.** અને અત્યારે તો એવી સ્થિતિ સુધી વાત પહોંચી છે કે હવે રેલ્વે પાછળ આંખો મીંચી મુડી રોકવી પાલવી શકે તેમ નથી. અને અત્યારે જેટલી બને તેટલી અંદરના વહિવટમાં કરકસર કરી કાંઇ નહિ તો છેવટ જમે ઉધાર સરખાં થાય તેમ કરવાનું છે.

**એક હલ્કુ વેપાર કરનારને પણ ભાવની અમુક હદ હોય છે એ વળોટાતાં પ્રમાણમાં ઘરાકી ઘટેજ.** આવો સરળ ને સીધો અર્થશાસ્ત્રનો નિયમ જવાબદાર સત્તાધિકારીઓની નજર બહાર કેમ રહી ગયો હશે એ અમને નવાઇ ભરેલું લાગે છે. હિંદમાં રેલ્વેની બાબતમાં સરકાર બીન હરીફ છે. રાજ્ય હસ્તક જાહેર

---

* કાંઇ પણ ઉદ્યોગમાં અમુક હદ સુધી મુડી ઓછી પડવાથી સારો નફો મળતો નથી; જેમ વધારે મુડી રોકીએ તેમ નફો તેટલાજ પ્રમાણમાં નહિ, પણ તેથી એ વધુ પ્રમાણમાં વધતો જાય છે. ૧૦૦ રૂપીઆની મુડીએ ૫ ટકા નફો મળતો હોય તો ૨૦૦ રૂપીઆ રોકવાથી ૧૦ રૂપીઆ નહિ પણ ૧૧ રૂપીયા પણ મળે. આને 'વધતી આવકનો' (Law of Increasing returns) નિયમ કહે છે. પણ આ નિયમને પણ હદ આવે છે. એ હદ આવ્યા પછી વધારે મુડી રોકવાથી મુડીના વધારાના પ્રમાણમાં એ પૂરો નફો નથી મળતો અને આગળ જતાં વધારાની મુડી કાંઇ નફો ન આપે એવું પણ બને છે. હજાર રૂપીઆની મુડી રોકવાથી સેંકડે ૫ ટકા વ્યાજ પડે, અને બે હજાર રોકવાથી સેંકડે ૪ ટકા જ પડવા લાગે આને 'ઉતરતી આવક' નો નિયમ કહે છે.

પ્રજાને ઉપયોગી કામ સોંપવાનો મોટામાં મોટો રાષ્ટ્રીય લાભ એ છે કે દર નક્કી કરવામાં રાજ્ય, **પ્રજાની નાણાની સલામતીને** હરકત પહોંચાડ્યા વિના, ઓછામાં ઓછા ખર્ચે પ્રજાને વધારેમાં વધારે લાભ કેવી રીતે મળે તે વાત પર ધ્યાન આપે છે. પોતાને વધારે નફો કરવાની દાનત હોતી નથી, રેલ્વેના દર ઘડવામાં, અથવા તો વહીવટી કંપની દર નક્કી કરે તે કબુલ રાખવામાં, હિંદી સરકારે એવી રીતે કામ નથી લીધું કે જેને પરિણામે આપણી અભિલાષા બર આવે. રેલ્વેના દર ખાસ ઓછા રાખી હિંદી ઉદ્યોગ અને વેપારને આડકતરી રીતે ઉત્તેજન આપ્યું નથી. વધારે અગત્યના આર્થિક કારણો પર ધ્યાન આપી, રેલ્વદરની નીતિની આ ગંભીર ભૂલ જતી કરીયે અને દલીલ ખાતર એ પણ કબુલ કરીયે કે અત્યારના દરથી આર્થિક સમતોલના પાછી આવશે. છતાં એટલું તો ભાર દઇને કહેવું પડશે કે **નુર ને ભાડામાં વધારો થવાથી પ્રમાણમાં આવક વધશે એવું મિજલસને સમજાવવામાં અધિકારીઓએ મિજલસને થાપ ખવડાવી છે.** રેલ્વેના પહેલા વર્ગમાં સૌથી વધારે મુસાફરી કરનાર સરકારના અમલદાર પોતેજ છે એ વાત નજરમાં આવે છે ત્યારે મુસાફરી દરના ભાડા માટેનો અમારો વાંધો વધારે સચોટ બને છે.

૧૯૨૧–૨૨ માં છેવટનો હિસાબ થઇ આંકડા છપાશે ત્યારે તેમાં મુસાફરીની કમાણીમાં ધાર્યા પ્રમાણે વધારો દેખાય એવું અમને લાગતું નથી. અમારા મત પ્રમાણે તો ખાસ કરીને ત્રીજા વર્ગ ઉપર એવી અસર થશે કે તે વ્યવહાર નરમ પડશે ને તેમાંથી ઓછી કમાણી આવશે. **વધારેલાં ભાડાથી ઉપલા વર્ગમાં**—પહેલા ને બીજા વર્ગમાં—કમાણી વધારે થાય તો પણ **તે પ્રમાણમાં રાજ્યની ત્રિજોરીને ફાયદો નથી,** કારણ કે સરકારને તે પ્રમાણમાં પોતાનાં તપાસનાં કમીશનો, અને લશ્કરી ને સદર અમલદારોને મુસાફરી ખર્ચ, વધારે આપવું પડશે. રેલ્વે કમાણી વધારે બતાવે પણ સરકારી તિજોરીને તો ખર્ચ વધવાને લીધે મુસાફરી ભથ્થું બમણું આપવું પડશે. અમે મન મોટું

રાખી માની લઇએ છીએ અને અમારે એવું સૂચવવાની બીલકુલ ઇચ્છા નથી કે સ્વાર્થી અધિકારીઓએ આમ આવક વધારવાની વાત કરી પોતાના ખીસ્સાં ભરવાની તદબીર શોધી કાઢી છે. પણ આ તો **ઉઘાડીજ વાત છે કે જવાબદાર અધિકારીઓએ અડસટ્ટાની ગણનામાં બેદરકારીજ બતાવી છે. પોતાની ભલામણોનાં પરીણામને મારી મચડી બેસાડવાં કે તેનો ખરો અર્થ ન સમજવો એ અજ્ઞાન અને બેદરકારીજ છે.** ભથ્થા ખર્ચની વાત આગળ કરવામાં આવશે; પણ અત્યારે અમે એટલું જ કહીયે; છીયે કે આ **મુસાફરી ભથ્થાના ગંભીર ગોટાળો જમાનાનો જુનો બેવડો દર આપવાની રીત છોડી દીધા વગર,** અને અને તેની જગ્યાએ સરકારી અમલદારને સરકારી કામ માટે ખાસ પાસ આપવાની રીત દાખલ કીધા વિના, **સુધરી શકે તેમ નથી.**

( ૩ ) **હવે રેલ્વે પાછળ વધારે મુડી રોકવી નહિ** આ દલીલના બીજાં પણ સબળ આર્થિક કારણો છે. આવકની ખોટને પહોંચી વળવા હિંદુસ્તાનને નાણાં ઉંચીના લેવાં પડે છે. આ લોનોનો ખર્ચ, જાહેર કામને માટે બીન જરૂરી રોકાતી મુડીનો ખર્ચ, નાણા મેળવવાના સંકુચિત બજાર—આ બધાં કારણોને લઇને આપણને ભારે દરે નાણાં લેવાં પડે છે. આથી આપણી પોતાની સિક્યુરિટીઝના ભાવ બેસી જાય છે. અને આપણા જુના ધારનારાને આજે નાહક નુકસાન થાય છે. નાણાં ફેરવી નાખવાની તકનો લાભ હુશીઆરી કે અક્કલની ખામીને લઇને ન લઇ શકયા હોય તેવાં ધર્માદાખાતાં, સગીરો કે વિધવાઓ વિગેરે પાસે આવી લોનો હોય છે; અને સરકાર ચાહે તો દુર કરી શકે તેવા આ નુકસાનને લીધે તેમને ઘણું ખમવું પડે છે. પણ આમ વધારે દરે નાણા લેવાથી ભવિષ્યમાં મોટા દરની લોનોને ઓછા દરમાં ફેરવી નાખતાં વધારે મુશ્કેલીઓ નડવાની.

૧૯૧૭ નાં ૭ ટકા લેખે ઉંચીનાં નાણાં લેવામાં સરકારે ગંભીર ભૂલ કરી છે, પણ આવી ભૂલ એકજ નથી. **આવી રીતે**

**વધતા દરે નાણાં લેવાથી જુની સિક્યુરિટીના ભાવ બેસી જાય છે અને રાજ્યની દેવાદાર તરીકેની સ્થિતી નબળી પડતી જાય છે; એટલુંજ નહિ પણ યોગ્ય હિસાબે લોનો ચુકવવાનો લાભ મળ્યા વગર દેશની આવકનો મોટો ભાગ વ્યરેણે મુકી રાખવો પડે છે.**

( ऊ ) રેલ્વેની મુડીની બાબતમાં બીજી અગત્યની બાબત એ છે કે નવી નવી શોધોને લીધે આપણો માલ તથા વસ્તુઓ નિરુપયોગી બનતી જાય છે, અને આપણી મુડી દિન પ્રતિદિન કિંમતમાં ઓછી થતી જાય છે. અને એ રાજ્યનું દેવું બહુ મોટું થઇ જાય તો માત્ર આર્થિક કારણોને જ લઇને રાજ્ય નવા સુધારા વધારા કરી શકશે નહિ અને પ્રજા આગળ વધતા જમાનાનો લાભ લઇ શકશે નહિ. આપણી આ જાગીર દિનપરદિન કિમતમાં ઉતરતી જાય છે. વ્યવહારનાં સાધનોની શોધને પરિણામે નવીન પ્રકારનાં વાહનો શોધી કઢાય, અથવા તો હવાઇ સાધનો સહેલાં ને સસ્તાં પડવા લાગે; પણ જો રાજ્યે પોતાની રેલ્વે પાછળ બહુ મોટું દેવું કર્યું હોય તો આર્થિક ખોટના ભયે તે આ શોધ દાખલ થવા દેશે નહિ, રેલ્વેનો વધારો અને માઇલોનું પ્રમાણ જોતાં અમે માનીયે છીયે કે હિંદની અત્યારની ઔદ્યોગિક સ્થિતિના પ્રમાણમાં એ પુરતો છે. હવે તો કોઇ વધારે સસ્તા પ્રકારનાં સાધન પાછળ ધ્યાન અપાવું જોઇએ.

અત્યાર સુધી તો દેવાની વાત લઇ રેલ્વે પર કહ્યું છે. આથી એવો અર્થ નથી નિકળતો કે આમાં કરકસર કરવાના બીજા ઉપાય નથી. અમે અગાઉ કહી ગયા છીયે કે રેલ્વેનો ચાલુ ખર્ચ આવકના પ્રમાણમાં ઘણો વધી ગયો છે. આથી સ્પષ્ટ જણાશે કે હવે કઇ દિશામાં સુધારો કરવાની જરૂર છે. કુલ ખર્ચનો અર્ધો અર્ધથી પણ વધારે ભાગ નોકરોના પગાર પાછળ વપરાય છે. છેલ્લા રેલ્વેના રિપોર્ટ પ્રમાણે "પગાર ઉપરાંત બીજી ઘણી બાબતોમાં નોકરોને લાભ મળે છે. અને તે દરેક બાબતને અંગે વર્ષો વર્ષ ભારે ખર્ચ

થાય છે." વાંચીને અમને દીલગીરી થાય છે કે રિપોર્ટમાં મજુરીના વધારાની માગણીને રાજકીય સ્વરૂપ આપ્યું છે; અને તેમાંના નીચલા શબ્દો અતિશય પક્ષપાતી તરીકે બોલાયલા લાગે છે. "મજુર વર્ગની અશાન્તિ હિંદની અત્યારની સ્થિતિ જોતાં સ્વાભાવિક જ છે; પણ જ્યારે આ અશાન્તિ હડતાળમાં પરિણમે છે ત્યારે અંતે તો જાહેર પ્રજાને જ નુકશાન છે. એટલે અમે ભાર દઇને જણાવીયે છીયે કે એકપક્ષી વાત ફેલાવવાથી ઓછી બુદ્ધિવાળા માણસો આડે રસ્તે જાણ્યે અજાણ્યે દોરવાઇ જાય છે. દરેક બાબતનાં કારણો તપાસવાનો કે તે માટે લેવાયલા ઉપાયો જણાવવાનો પ્રયત્ન નહિ કરતાં અમે એટલું જ જણાવીશું કે ઘણા ખરા દાખલા કમનસીબે રાજકીય કારણને લઇને બન્યા હતા." આ તો પરિણામને કારણ માન્યા જેવી વાત થઈ. રિપોર્ટમાં ઉપલા વર્ગને પુરતા વધારો આપ્યાની વાત છે; હિંદી અંગ્રેજી અને એંગ્લો ઇન્ડીઅન બધા નોકરોને લાભ આપ્યો છે. પણ આની અંદર નીચલા વર્ગને માથા દીઠ કેટલો વધારો મળ્યો તે, અને હિંદીઓને અંગ્રેજ અને એંગ્લો-ઇન્ડીયનના પ્રમાણમાં શું વધારો મળ્યો તે વાત ઇરાદાપૂર્વક ઉરાડી દીધી છે. ૧૯૨૦-૨૧ માં રેલ્વેના કુલ ૭,૫૧,૪૫૨ નોકરોમાંથી ૬,૦૦૧ યુરોપીઅનો, ૧૧,૬૯૯ એંગ્લો ઇન્ડીઅનો અને ૭,૩૩,૧૩૨ હિંદી છે. પણ આમાંથી દરેકનું વિગતવાર પગાર પત્રક અમે જાણતા નથી. મુખ્ય રિપોર્ટમાં જ માત્ર આ દોષ છે એટલું જ નહિ; પણ પુસ્તક બીજાને છેડે આવતા પરિશિષ્ટોમાં પણ આ હકીકત પુરી પાડવાની જરૂર જણાઇ નથી. અને છતાં એ 'એકપક્ષી' ટીકાની ફરીઆદ કરવામાં આવે છે. નીચલાને અધોળ આપવાના બહાનાં નીચે ઉપલા વર્ગને શેરના શેર આપી જૂના કાળમાં જે અન્યાય થતો આવ્યો છે તે પ્રજા કેવી રીતે ભુલી જાય? પ્રજા એવું કેમ ન માને કે આ પ્રકારની યાદી નથી જણાવી માટે ઉપલા પગારદારોમાં સારી રીતે કરકસર કરવાનું સ્થાન હોવુંજ જોઇયે? કાર્ય

કુશળતા વધે છે તે બ્હાને ઉપલા અધિકારીઓના પગારમાં વધારો મંગાતો આવ્યો છે. **પણ આટલા વધારા પર વધારા આપ્યા છતાં હજી કાર્ય કુશળતા આવી નથી.** અત્યારના વિગ્રહે આ બધો ખર્ચમાં ઉમેરો થતાં છતાં જાહેર પ્રજા હજી મુસાફરીનું સુખ કે સગવડતા જોઇ શકી નથી. એટલે સુચવવાની જરૂર છે કે **મહિને રૂ. ૫૦૦ ના પગાર પર પાંચ ટકાથી માંડી, ક્રમશઃ રૂ. ૩૦૦૦ ના પગાર પર ૩૩ ટકા જેટલો ઘટાડો કરવો.** અમારી પાસે વિગતવાર હકીકત નહિ હોવાથી અમારી સુચના પ્રમાણે કેટલો બચાવ થઇ શકશે એ અમે કહી શકતા નથી. પણ રૂ. ૫ કરોડથી ઓછો નહિ આવે એટલી તો અમને ખાત્રી છે.

રેલ્વે ખર્ચના બીજા ખાતાંઓમાં પણ આ પ્રમાણે કાપકુપ કરવી; અને ખાસ કરીને બળતણની બાબતમાં સારી રીતે કરકસર થવા સંભવ છે. બળતણ વાપરવાની અત્યારની રીત તદ્દન જુના જમાનાની છે. **પણ રેલ્વે વ્યવહારમાં જ સુધારો થાય તો ખરેખરી આવકારદાયક અને કાયમી કરકસર થઈ શકે તેમ છે.** દર વધારી પોસ્ટની ટપાલ ખાતાની અને રેલ્વેની કમાણી વધારવાનાં અધિકારીઓની રીત ભુલ ભરેલી અને બાન આવડતવાળી છે. જ્યાં જ્યાં દર વધારી કમાણી ઉભી કરવા તેઓએ યત્ન કર્યો છે ત્યાં માત્ર કમાણી ઘટી છે; એટલું જ નહિ, પણ દેશના વેપારને મોટો ધક્કો પહોંચ્યો છે. ઉછરતા ઉદ્યોગોને ગુંગળાવી મારી નાખ્યા છે. આવા શિખાઉ નાણાંશાસ્ત્રીઓની દર વધારવાની રીત પ્રમાણે ન ચાલી **રેલ્વે વ્યવહારમાંજ કરકસર કરવા પુરતા યત્નો થયા હોત, તો દર વધારવાની જરૂર પડયા વગર આવક એની મેળેજ વધ્યે જાત.** રેલ્વેના અધિકારીઓમાં માત્ર એટલીજ અક્કલ આવે ને તેમને અઠવાડીક દરો, રજાના દરો, ને પર્યટનના દરો શરૂ કરવાની મતિ સુઝે **તો ભાવમાં દેખીતો ઘટાડો થયા છતાં આવકમાં ચોખો વધારો થતો તેઓ જોઇ શકશે.** મર્હુમ એક્વર્થ ડરમનનો પણ

આજ સિદ્ધાંત હતો અને તેમાં તેણે વિજય મેળવી સદાને માટે દાખલો બેસાડ્યો છે. આવોજ અખતરો હિંદે શા માટે ન કરવો ? રેલ્વે સત્તાવાળાઓ માત્ર જમાના સાથે આવો થોડોક ખર્ચ વધારે લઇ **માલ ને મુસાફરોની વિમો ઉતારવાની સગવડ વધારે તો** દર વર્ષે પૂરી ન શકાય તેવી ખોટ જોવાને ઠેકાણે રેલ્વે **કમાણી કરતા થઇ પડશે; અને પ્રજાને મદદરૂપ થઇ પડવાનો મૂળ ઉદ્દેશ સહેલાઇથી બર આવશે.** એતો દેખીતુંજ છે કે સાથે સાથે તેઓએ ચોરી અને નુકશાની થતી અટકાવવી જોઇએ. અને ત્રીજા વર્ગના ઉતારૂઓને પણ યોગ્ય માણસાઇ ભરેલી વર્તણુંક માટે પણ નાલાયક ન ગણતાં તેમને પોતાના ખાસ નફાકારક ઘરાક માનતાં થવું; અને સુધરેલી દુનીઆમાં મળતી વ્યાપાર તેમજ મુસાફરીની તમામ સગવડો કરી આપવી. પણ જ્યાં સુધી વહીવટદારોના સ્વભાવ અને તેમની ભાવનાઓ ન બદલી શકાય ત્યાં સુધી આ બનવું અશક્ય જ છે. વધારે લોભને વધારે પૈસાની આ જમાનાની તાસીરના જગ્યાએ સેવા ભાવનાથી તેઓ પોતાના કામમાં પ્રેરાય તો જ આ થઇ શકે તેમ છે.

ઉપલા વર્ગોના નોકરોના પગારમાં ગમે તેટલો વધારો આપવામાં આવે તો પણ આ ભાવના આવી શકે તેમ નથી. આ માટે તો પડી ટેવ કાઢવી જોઇએ. અને મોટો પગાર વધારે કાર્ય કુશળ બનાવે એ ભૂત દુર કરવું જોઇએ. દરેક પોતાના કામની મહત્તા સમજતા થાય અને તેમાંજ પોતાની વડાઇ માને ત્યારેજ આ વર્ગો વર્ષે લોહી ચુસી લેતી ખોટ બંધ પડે.

અમારી ભલામણો કબૂલ કરવામાં આવે તો અમે ખાત્રીથી કહીયે છીયે કે આવક રૂા. ૧૦૦ કરોડની થવાની; અને યોગ્ય કરકસરથી ખર્ચ થતાં ચોખો રૂ. ૩૦ કરોડનો નફો રહેવાનો. **આની અંદરથી વ્યાજખાધ તથા ઘસારા ખર્ચની રકમ જુદી મુકીએ તોપણ આપણી પાસે વર્ષ દહાડે રૂ. ૧૦ કરોડ ચોખા (વેપારની દૃષ્ટિએ) નફાના રહેવાના.**

આ સૂચનાનો અમલ કરવામાં આવે તો રેલ્વે બજેટ આ પ્રમાણે વંચાશે (રૂપીઆના આંકડા કરોડ ગણા સમજવા) *

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| ૯૫) | કાચી આવકઃ માલ નૂર અને ઉતારૂઓનું ભાડુ. | ૬૫) | ચાલુ ખર્ચ |
| | | ૨૦) | વ્યાજ ,, |
| ૧૦) | વીમા વગેરેની વિશેષ આવક | ૧૦) | ઘસારો ,, |
| | | ૧૦) | ચોખ્ખો નફો |
| ૧૦૫) | | ૧૦૫) | |

---

* આ રેલ્વે પ્રકરણ ઈન્ચકેપ સમિતિ મળી તે પહેલાં લખાયું હતું. તેમાંનાં મૂળ તત્ત્વો ઘણાંખરાં ઉપર્યુક્ત સમિતિએ મંજુર કર્યાં જણાય છે. સરકાર તે મંજુર કરશે કે કેમ તે જોવાનું છે.

# પ્રકરણ ૬ ઠું

## ટપાલ ખાતામાં કરકસર

હવે ટપાલનું ચોખ્ખું વેપારી ખાતું લેશું. નીચેના આંકડા તે બાબત અગત્યના છે:—

| વર્ષ | ટ. ખ. આવક. | ટ. ખ. ખર્ચ. | નફો કે ખોટ |
|---|---|---|---|
| | રૂ. | રૂ. | રૂ. |
| ૧૯૧૩-૧૪ | ૫,૩૯,૭૭,૭૮૫ | ૪,૯૦,૯૪,૭૬૦ | ૪૮,૮૩,૦૨૫ |
| ૧૯૧૪-૧૫ | ૫,૨૯,૫૪,૬૫૫ | ૪,૪૮,૫૮,૯૪૫ | ૫૦,૯૫,૭૧૦ |
| ૧૯૧૫-૧૬ | ૫,૬૮,૧૨,૧૭૦ | ૪,૭૨,૪૫,૨૦૦ | ૯૫.૬૬,૯૭૦ |
| ૧૯૧૬-૧૭ | ૬,૨૬,૧૯,૧૦૫ | ૫,૧૬,૨૦,૮૦૫ | ૧,૦૯,૯૮.૩૦૦ |
| ૧૯૧૭-૧૮ | ૬,૯૨,૫૦,૩૫૦ | ૫,૩૫.૧૫,૯૫૦ | ૧,૫૭,૩૪,૪૦૦ |
| ૧૯૧૮-૧૯ | ૭,૫૧,૮૭.૨૮૧ | ૫,૯૨,૮૨,૦૨૩ | ૧,૫૦,૦૫.૨૫૮ |
| ૧૯૧૯-૨૦ | ૮,૭૯,૩૮,૭૬૫ | ૬,૭૭,૨૦,૪૮૦ | ૨,૦૨.૧૮,૨૮૫ |
| ૧૯૨૦-૨૧ | ૯,૪૪,૬૧,૪૪૮ | ૮,૧૧,૬૨,૩૪૧ | ૧,૩૦,૯૯,૧૦૭ |
| ૧૯૨૧-૨૨ | ૮.૮૯,૨૬,૦૦૦ | ૧૦.૭૦.૭૪,૦૦૦ | -૧,૮૧,૪૮,૦૦૦ |
| ૧૯૨૨-૨૩ | ૧૦,૯૧,૧૯,૦૦૦ | ૧૧,૨૯,૪૫,૦૦૦ | -૩૮,૨૬,૦૦૦ |

લગભગ હમણાં સુધી તાર ને ટપાલખાતું કમાણી આપનારાં સાધન હતાં. કાયમી ખર્ચ પાછળ રોકાતી મુડીના વ્યાજનો ખર્ચ

ઉમેરવાથી હવે ટપાલખાતું નફો બતાવી શકતું નથી. દેશની આર્થિક સ્થિતિને અનુકુળ ઓછા દરે કામ કરી ટપાલખાતાએ દેશની ખરેખરી સેવા બજાવી છે. પણ હમણાં હમણાં લોભવૃત્તિની અમાનુષી ભાવનાએ ટપાલના વહીવટમાં પણ દેખાવ દેવા માંડયો છે. આ લાંબો વખત ચાલુ રહેશે તો ધાર્યો હેતુ નિષ્ફળ જવાનો. **આવી જાહેર પ્રજાના જીવનરૂપ, સરકાર હાથ રહેતી, એક હથ્થુ વેપારી સેવામાં, જાહેર પ્રજાના હિતની જગ્યાએ વેપારની લોભવૃત્તિ દાખલ થઇ જાય, તો મહા નુકસાન સંભવે છે. પ્રજાકીય સગવડતાનો સરકારે આ યોગ્ય ઉપયોગ કર્યો ન કહેવાય.** આખી દુનીઆમાં વ્યવહારનાં સૌથી સસ્તાં સાધનના આદર્શ રૂપ એક પૈસાનું પત્તું એકજ કટકે ૧૯૨૦-૨૧ માં મરતું મરતું રહી ગયું. પણ સરકારે ફરી બાંય ચડાવી પુરી તૈયારી કરી. આ વર્ષથી (૧૯૨૨-૨૩) એક પૈસાના પત્તાને હતું ન હતું કરી નાખ્યું છે. અને ½ આનાના કવરની જગ્યા આખા આનાએ લીધી છે.

**પરિણામનો સાર** ઉઘાડો જ છે. ૧૯૨૧-૨૨માં આવક રૂા. ૧૦.૫૯ કરોડ ધારી હતી, ત્યારે સુધારેલા આંકડા પ્રમાણે માત્ર રૂા. ૮.૮૯ કરોડ, એટલે ૮૪ ટકાજ ઉપજ્યા. ૧૯૨૨-૨૩માં રૂા. ૧૬૦ લાખ વધારે આવશે એમ માન્યું છે. વધારાના દરની આવક ઉપરાંત ૪૨ લાખ સારા વેપારને અંગે વધારે આવશે એમ ગણત્રી કરી છે. (પારા ૧૩ નોટ પા. ૭૪૫: ૧૯૨૨-૨૩ નું અંદાજપત્રક).

ઇરાદાપૂર્વક આવક વધારે ગણવાની નુકસાનકારક ટેવનો આ બીજો દાખલો છે. વેપાર વહીવટ સુધર્યો નથી, તેમજ બજેટ ઘડતી વખતે નાણાંપ્રધાન આગળ સુધરતા વેપારની એક પણ નિશાની ન હતી. છતાંએ સરકારે મિકાબરના શાસ્ત્ર * પ્રમાણે માની લીધું.

---

* **ચાર્લ્સ** ડિકન્સની ડેવિડ કૉપરફીલ્ડ નામની નવલ કથાનું એક રમુજી પાત્ર. એ માણસ ગૃહસંસાર ચલાવવામાં અત્યંત અકુશળ હતો. અને ખોટી આશા બાંધનારો હતો. એની કોઇપણ ગણત્રી ખરી પડતી નહિ, અને તેથી કદિ એના પાસા સવળા પડતા જ નાહ.

૧૯૨૧–૨૨ની ઘટતી આવકથી નાણાંપ્રધાનની આંખ હજુ ઉઘડી નથી. હિન્દ જેવા ગરીબ દેશમાં દર વધતાં આવક ઘટવાની વાત હજી તેને ગળે ઉતરતી નથી.

**કહેવાનો સાર એવો નથી કે ટપાલખાતાં જેવાં વેપારી ખાતામાંથી કમાણી ન કરવી.** પણ અમને ખાત્રી થઇ છે કે **આ વધારાના દર ગણાયા છે પણ ખોટી રીતે; અને તેનો અમલ પણ ખોટી રીતે થયો છે.** અને તેથી જ આવક ઓછી આવી. હિઝલટાઇન કમીટીની ભલામણ અનુસાર ઉપલા વર્ગના નોકર-ના પગારમાં જે વધારો કરવામાં આવ્યો છે તે અત્યારની આર્થિક સ્થિતિ જોતાં અયોગ્યજ અપાયો છે. અને તેના પ્રમાણમાં કુશળતા ન વધવાથી બીનજરૂરી છે. વધારે વાંધા ભરેલું તો એ છે કે આ વધારા ઉપલા ને નીચલા વર્ગમાં અસમાન પ્રમાણમાં અપાયા છે. આ પક્ષપાતથી કેટલો અસંતોષ થયો તેનું ૧૯૨૦ ની મુંબઇની ટપાલી-ઓની હડતાળ પ્રત્યક્ષ દાખલો છે. છ છ મહીના સુધી પ્રજાને બીન જરૂરી દુઃખ આપી, સરકારી ટપાલ ખાતું હડતાલ તોડી શક્યું હતું, પણ આ હડતાલ તોડવાની રીતની ભાવના, તેમજ તે માટે યોજાયેલા ઉપાયોથી અધિકારીઓની આબરૂમાં બીલકુલ વધારો થતો નથી.

નાણાં ભીડ વખતે વેપારી ખાતાંઓ સાથે વેપારી વ્યવહારના વર્તનની જરૂર છે એ વાત અમે આગળ કબુલ કરી ગયા છીએ **પણ ગરીબ માણસના પત્તાં પર પગ મુકવા કરતાં આવક વધારવાના બીજા ઘણાએ રસ્તા હતા.** ખાતાના ચાલુ વહીવટમાં સ્વયં ટીકીટો વેચનારાં યંત્રો, તેમજ છાપવાનાં યંત્રો દાખલ કરી કરકસર કરી શકાય તેમ છે. હિંદુસ્તાનના ટપાલખાતાં માટે જોખ-મદાર પણ રૂઢ થઈ ગએલા અધિકારીઓ આ બાબતનું બીલકુલ અજ્ઞાન જ ધરાવે છે. મુંબઇ જેવા શહેરમાં ઘર દીઠ નાની નાની ટપાલ પેટીઓ ગોઠવી, વખત અને મહેનતમાં બચાવ કરવાનું, હજુ તેમને ઠીક લાગ્યું નથી—તેની કિંમત પણ હજી સમજાઈ નથી. વહી-

વટ કરવાની રીતની સરળ કરકસર પર ધ્યાન અપાયું હોત તો મુંબઈની હડતાળ પડતજ નહિ. **પણ અત્યારની ટપાલની વ્યવસ્થાની સૌથી મોટી ખોટ તો કમાણી ખીલવવાની આવડતની ખામી છે.** અત્યારે ટપાલ ઑફિસ જે રીતે કામ કરે છે તે પર ઉપલક ધ્યાન આપનારને તો એમજ લાગે કે આવી રીતે કામ કરનારને ખોટ જાયજ કેવી રીતે. પણ નીચલી વિગત વિચારણીય છે.

(અ) ટપાલખાતાને કાગળ તથા પાર્સલ લઇ જવાની કુલ અખત્યારી છે. પણ કાગળ વહેંચવાની રીત જ્યારે પ્રથમ દાખલ થઇ ત્યારે હતી તે કરતાં બીલકુલ સુધરી નથી. એવડીઆં પત્તાં જેવી સ્હેલી સગવડ પણ હજી દાખલ થઇ નથી. રેલ્વેના ઉત્તમ સાધનની ગોઠવણ થયા પછી હવે પાર્સલના વજનની મર્યાદા રાખવી અર્થ વગરની છે એથી આવકમાં નુકશાન થાય છે. વખતસર સહીસલામત પહોંચના બદલામાં પોતાની કિંમતી વસ્તુઓ માટે પ્રજા ટપાલ ઑફિસને ઘણી ખુશીથી વધારે દર આપવા તૈયાર છે. રેલ્વે માર્ગે માલ મોકલવો એટલો તો જોખમ ભર્યો છે કે રેલ્વેને જોખમે પણ ન મોકલતાં પ્રજા ટપાલ ઑફિસ વધારે પસંદ કરે છે. **પહેલાં જ્યારે માણસની પીઠપર, કે પ્રાણી ઉપર ટપાલ મોકલાતી તે વખતની ૧૨ રતલની મર્યાદા સમજી શકાય તેમ છે.** તેમજ ઇંગ્લંડ જેવા દેશોમાં જ્યાં રેલ્વે ખાનગી માલીકીની છે ત્યાં તે હોય તો બરાબર છે. **અમેરિકા જેવા દેશોમાં તો રેલ્વે ખાનગી માલીકીની હોવા છતાં પણ જ્યારે પાર્સલનું વજન ૪ હંડ્રેડ વેઇટ લગી કરી શકાયું છે, તો પછી હિંદુસ્તાનમાં શા વાસ્તે પાર્સલની મર્યાદા આટલી ટુંકી હોવી જોઇયે તે બિલકુલ સમજી શકાતું નથી.** આમાં તો સરકારની ગમે તે ખર્ચે રેલ્વેને કમાણી કરતી કરવાની ઇચ્છા હોય એવું લાગે છે. **પાર્સલની હદ એક મણ સુધી વધારવાથી આવકમાં રૂપીઆ ૧ કરોડ જેટલો રાજ્યને ફાયદો થવા સંભવે છે.** જ્યાં સુધી આ જાતનો અખ-

તરો ફરી ન બતાવાય ત્યાં સુધી હિંદુસ્તાનની ટપાલ ઓફિસ કુશળતાનો દાવો વ્યાજબી રીતે કરી શકે નહિ; અને સરકાર તેને વ્યાપારી લાભ આપતું ખાતું ગણી કે ગણાવી શકે નહિ.

(આ) હવે વિમા અને મનીઑર્ડરનું કામ લઇએ. ૧૯૨૦–૨૧ માં ટપાલ ઓફિસે રૂ. ૧૩૭·૭૫ કરોડની કિંમતના ૪૫ લાખ વીમાવાળાં પાર્સલો મોકલ્યાં હતાં. વીમા માટે રૂ. ૨૦૦૦ ની હદ રાખી છે, અને દર રૂ. ૧૦૦ ઉપર આના ૨ નો દર રાખ્યો છે. આ ખાતાના વધતા જતા પ્રમાણ તથા આવક માટે ખાતું સંતોષ બતાવે છે. અને તેની લોકપ્રિયતા જણાવે છે. આ ખાતામાંથી મળતી **રૂ. ૧૮ લાખની આવક સદરહુ મર્યાદા દુર કરે તો ઘણી સ્હેલાઇથી બમણી કરી શકાય તેમ છે.**

(ઇ) ૧૯૨૦–૨૧ માં રૂા. ૨૦·૧૨૫ કરોડની કિંમતના ૧૧$\frac{3}{4}$ લાખ વી. પી. ઓ મોકલાયાં હતાં. પાર્સલ સબંધી કહ્યું તે વી. પી. ને પણ લાગુ પડે છે. મુંબઇ અને કલકત્તા જેવા શહેરોમાં સી. ઓ. ડી. Cash on Delivery (માલ પહોંચતાં નાણાં અપાય તે) જેવી સ્થાનીક વહેંચવાની ગોઠવણ કરી હોય તો રાજ્યની આવક વધવા સારી રીતે સંભવ છે; અને એથી **મકાનની નડતી મુશ્કેલીને ઘણી રાહત મળશે.** વેપારીને દુકાન રાખવાની ખટપટ ઓછી થઇ જઇ પરચુરણ વેપારને ઘણું ઉત્તેજન મળશે. **સર્વોપરિ સરકાર કરતાં સ્થાનિક સરકાર કે મ્યુનિસિપાલટી આ ક્ષેત્રમાં ઘણું વધારે કરી શકે તેમ** છે. ટપાલ ઓફિસનાસબંધમાં આ લખવાની જરૂર એટલી જ કે હજી તેઓ જમાનાનીઘણી પાછળ છે.

(ઈ) મનીઑર્ડર અને સેવિંગ્સ બેંકસને પણ આજ કારણો લાગુ પડે છે. ૧૯૨૦–૨૧માં દેશપરદેશના બધા મળી રૂા. ૯૮,૩૬,૪૮,૩૧૬ ની કિંમતના રૂ. ૩,૮૫,૦૪,૮૧૪ મનીઑર્ડરો મળ્યા હતા ત્યારે ૧૯૧૧–૧૨માં રૂા. ૪૮,૭૧,૬૮,૯૫૦ ની કિંમતના ૨,૭૨,૪૩,૪૦૯

પહેંચ્યા હતા. સંખ્યામાં ૪૦ ટકા વધારો થયો ત્યારે કિંમતમાં ૧૦૫ ટકા જેટલો વધારો થયો છે. આથી એમ માની શકાય કે હજી થોડા ખર્ચે આવક વધારી શકાય તેમ છે. સેંકડે એક ટકા જેટલો ભારે દર હોવા છતાં પણ આ વધારો થયો છે. સામાન્ય પેઢીઓ આ કામ ½ ટકા લેખે કરી શકે છે અને કરન્સી નોટો વો ક્કડામાં બે હપ્તે ગમે તેટલી કિંમતની ૦-૨-૦ આનામાં મોકલી શકાય. હવે જો ટપાલના અમલદારો બરાબર વેપારી વહીવટની રીત સમજે તો આ પ્રકારનું કામ ખીલવી વધારે આવક ઉપજાવે એટલું જ નહીં પણ **વગર વ્યાજે ઘણી મોટી રકમો. આ રીતે વેપાર કરી, થાપણ તરીકે મેળવી શકે.** બેલ્જીઅન પોષ્ટલચેકની રીત, અથવા જર્મન ગીરો (Giro) રીતનું નામ સરખું પણ **આ જડ જેવા થઈ ગએલા ટપાલખાતાના પંડિતો જાણતા નથી.** ત્યારે રાષ્ટ્રીય અર્થશાસ્ત્રની દૃષ્ટિની આશા તો ક્યાંથીજ રાખી શકાય. આવી રીતે લગભગ મફતજ દેશની અંદર નાણાં મોકલી સામાન્ય વ્યવહાર વધારી શકાય એટલું જ નહીં, પણ અભણ ગામડીઆને પણ બેંકનો લાભ લેવાની ટેવ પાડી શકાય. આથી કેટલો બધો લાભ થાય તેનો ખ્યાલ સરખો પણ આવવો અત્યારે મુસ્કેલ છે. જર્મનીની રાઇશ (Reich) બેંકની ગીરો રીત પ્રમાણે ટપાલ ખાતામાં બેંકનું કામ સુધારવાથી પોષ્ટનું નાણાં મોકલવાનું કામ વધશે. એટલુંજ નહિ. **પણ જો એ બહાને, કે એને કારણે, ટપાલખાતું અનામત રકમ રાખવા લાગે, અને તેવી અનામત રકમ પર ઉપર્યુકત સેવા મફત બજાવવા બદલ વ્યાજ આપવાનું બંધ રહે તો—અને એવી અનામત રકમ સરેરાશ રૂા. ૨૫) કરોડ જેટલી ગણીએ તો—રૂા. ૨૫ કરોડ ઉપર, ૪ ટકા એટલે રૂ. ૧ કરોડ જેટલો વ્યાજમાં લાભ થશે અને સામાન્ય પ્રજાને લગભગ મફત નાણાં મોકલવાનો લાભ આશીર્વાદ સમાન થઇ પડશે.**

**( ૩ ) ટપાલખાતાના નાણા મુકવાના તેમજ ઉપાડવાના નિયમો, વ્યાજની ગોઠવણ, બધું એવી રીતે ઘડાયું છે કે તેમાંથી વ્યાપારી લાભ મેળવવાની આશા રાખવી વ્યર્થ છે.** એક બાજુથી જ્યારે પ્રજાખીલવણી માટે નાણાંની ભીડ ભોગવી રહી છે ત્યારે રાજ્ય એવી રીતે વર્તી રહ્યું છે કે થાપણ મુકવા આવનાર પણ ગભરાઇને નાસી જાય. એ થાપણ મેળવી શકાય તો સલામતી ભરેલી આૈદ્યાગિક નાણાં ધીરધાર (Inudstrial Bank)નાં મુળ નાખી શકાય તેમ છે. નાણાં બજાર સાથે બંધ બેસતો વ્યાજનો દર કરવામાં આવે, થાપણની રકમને ચાલુ થાપણમાં ફેરવવાની સગવડ થાય અને તેની સાથે ચલણ બનાવ્યા વગર પોષ્ટલ ચેકની યોજના જોડી દઇ એ પ્રમાણે બચતી રકમ ઇમ્પીરીઅલ બેંકની મારફત પ્રજા ઉપયોગી કામોમાં રોકવામાં આવે, તો પોષ્ટખાતાની માત્ર આજ શાખામાંથી ફી આવે તે અને બીજે આડકતરી રીતે થતો વ્યાજનો બચાવ મળી **વાર્ષીક આવકમાં રૂા. ૫ કરોડથી પણ વધારે ફાયદો કરી શકાય એમ માનવાને સબળ કારણ છે.**

પોષ્ટ ઓફિસ હાથમાં લઇ શકે તેવાં બીજાં પણ કામો છે. અત્યારની નિર્જીવ, જડ પદ્ધતિને લીધે પ્રજા તે જાણતી નથી, પણ તે શરૂ કરવાથી પ્રજા સમગ્રને પુષ્કળ લાભ થાય તેમ છે. **અમે જીંદગીનો વીમો ઉતારવાની વાત કરીયે છીએ.** અત્યારે મજકુર ખાતાના નોકરો માટેજ આ કામ કરવામાં આવે છે, અને તેના પરીણામ એવાં સતોષકારક આવ્યાં છે કે તેથી સામાન્ય અખતરો કરવાની હિંમત થાય તેવું છે. જીંદગીનો વીમો ઉતારવા ઉપરાંત ટપાલખાતું, પાર્સલોનો પણ વીમો ઉતારે છે. **અમારી એવી ભલામણ છે કે ટપાલખાતાએ સામાન્ય જીંદગીના વીમા ઉપરાંત આગ, પાણી, અકસ્માત વિગેરેનો પણ વીમો ઉતારવાનું કામ માથે લેવું, તેમજ મકાન, મુસાફરી ગાડીઓ વિગેરેનો પણ વીમો ઉતારવાનું કામ રાખવું. આથી** માપી ન શકાય તેટલો લાભ સામાન્ય પ્રજાને થશે, એટલું જ નહિ

પણ આના સીધાં પરિણામ તરીકે પણ બ્રીટનમાં દાખલ કરેલા છાપાના-વીમાઓ પેઠે, **માત્ર નજીવા થોડા ખર્ચે રાજ્યની આવકમાં ચોકખો ઘણો મોટો વધારો આવશે.** માટે અમારો એ મત છે કે ટપાલ ખાતા જેવું કુલ અખત્યારીખાતું વેપારી ઢબે દીર્ઘદૃષ્ટિ વાપરી ચલાવાય તો માત્ર નહિ જેવા વધારાના દરે તે ખાતું રાજ્યની આવક પુષ્કળ વધારી આપશે, અને પ્રમાણમાં આ ખાતાંઓ પાછળ થતું ખર્ચ તરી આવે તેટલું ઓછું થશે.

---

## અમારી ભલામણો અમલમાં મુકાય તો આ પ્રમાણે ટપાલખાતાનું બજેટ થાય.

( આંકડા લાખગણા વધારી વાંચવા )

| ૧૯૨૧-૨૨ હિસાબ | આવકનાં મથાળાં | સૂચવેલું | હિસાબ ૧૯૨૦-૨૧ | ખર્ચના મથાળા | સૂચવ્યા પ્રમાણે |
|---|---|---|---|---|---|
| ૬,૭૦'૧૫ | ટીકીટનું વેચાણ | ૬,૫૦'૦૦ | ૬,૧૨'૬૫ | ટપાલના ચાર્જના | ૭,૦૦'૦૦ |
| ૯૯'૩૩ | મની અને પોસ્ટના | ૫૦'૦૦ | ૨,૬૮'૭૮ | તારના ચાર્જના | ૩,૦૦'૦૦ |
| x | ઑર્ડર્સ | ૧,૦૦'૦૦ | | | |
| ૫'૦૫ | ફ્રી ડીપોઝીટ પર વ્યાજની | ૫'૦૦ | | | |
| ૩૦'૯૭ | બચત | ૩૦'૦૦ | | | |
| ૧,૬૨'૩૫ | ફી ને બીજી આવક | ૨૦૦'૦૦ | | | |
| x | સ્પેસીઅલ એડજસ્ટમેન્ટ | ૧,૦૦'૦૦ | | | |
| x | તારની આવક | ૨,૦૦'૦૦ | | | |
| | વધુ પારસલની આવક | ૨,૦૦'૦૦ | | | |
| | વીમો | | | | |
| | બેંકના સુધારાથી અનામત વધે તેથી ને વ્યાજ બચતની આવકના | | | | |
| ૯૦૭'૮૫ | એકંદર આવક | ૧૫૩૫'૦૦ | ૮,૮૧'૪૩ | એકંદર ખર્ચ | ૧૦,૦૦'૦૦ |
| ૨૨'૨૫ | | | ૧,૦૬'૪૨ | નફો | ૫,૩૫'૦૦ |

# પ્રકરણ ૭મું

## રાષ્ટ્રીય રક્ષણ

હવે લશ્કરી ખર્ચની વાત લઈશું, કારણ તેની અંદર કુલ ખર્ચનો ૫૦ ટકા કરતાં વધારે ભાગ આવી જાય છે. નીચેના કોષ્ટક પરથી ૧૯૧૩–૧૪થી માંડી અત્યાર સુધીમાં લશ્કરી ખર્ચ કેટલો વધ્યો તે જણાશે. મર્હુમ ગોખલેજી તો એ વર્ષને પણ વધી પડેલા લશ્કરી ખર્ચના વર્ષ તરીકે ગણતા.

હિન્દુસ્તાનમાં કુલ સરવાળે થતા લશ્કરી ખર્ચનું કોષ્ટક.

| વર્ષ | હિન્દમાં ખર્ચ | ઇંગ્લાંડમાં ખર્ચ | કુલ ખર્ચ |
|---|---|---|---|
| | રૂા. | પા. | રૂા. |
| ૧૯૧૩–૧૪ | ૨૩,૭૦,૪૪,૨૧૯ | ૫૪,૬૨,૮૧૭ | ૩૧,૮૯,૮૬,૪૭૫ |
| ૧૯૧૪–૧૫ | ૨૫,૦૮,૬૪,૫૭૮ | ૫૦,૮૫,૦૭૦ | ૩૧,૭૧,૪૧,૦૨૦ |
| ૧૯૧૫–૧૬ | ૨૭,૫૫,૪૩,૭૬૭ | ૫૧,૩૩,૫૦૯ | ૩૫,૨૫,૪૬,૩૯૫ |
| ૧૯૧૬–૧૭ | ૩૧,૦૪,૨૬,૬૨૩ | ૫૮,૭૧,૬૪૯ | ૩૯,૮૫,૦૧,૩૫૫ |
| ૧૯૧૭–૧૮ | ૩૬,૪૯,૩૫,૦૧૦ | ૬૩,૪૩,૬૪૬ | ૪૬,૧૪,૫૪,૭૫૦ |
| ૧૯૧૮–૧૯ | ૬૧,૯૨,૦૧,૧૧૯ | ૫૫,૫૦,૧૩૬ | ૭૦,૨૪,૫૩,૧૫૦ |
| ૧૯૧૯–૨૦ | ૭૯,૬૯,૯૬,૦૬૩ | ૭૫,૫૩,૬૨૮ | { ૯૧,૦૩,૦૦,૩૭૩<br>૮૭,૨૫,૩૨,૩૪૩ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૨૦-૨૧ | ૭૬,૬૧,૨૨,૯૯૨ | ૧,૧૬,૨૦,૧૨૫ | ૯૪,૦૪,૨૩,૮૬૭ |
| | | | ૮૮,૨૩,૨૪,૨૫૧ |
| સુધારેલા | | | |
| ૧૯૨૧-૨૨ | ૫૯,૨૫,૭૪,૦૦૦ | ૧,૨૨,૮૯,૭૦૦ | ૭૭,૬૯,૧૯,૫૦૦ |
| | | | ૭૧,૫૪,૭૧,૩૦૦ |
| ૧૯૨૨-૨૩ | ૫૯,૬૩,૮૧,૦૦૦ | ૧,૩૦,૮૨,૩૦૦ | ૭૪,૭૬,૩૦,૫૦૦ |
| | | | ૬૭,૭૨,૧૪,૦૦૦ |

આ આંકડાઓ બધો ખર્ચ બતાવે છે. આની અંદરથી તે અંગે થતી ઉપજના આંકડા બાદ કરીએ તો છેલ્લા પાંચ વર્ષનો ખર્ચ રૂા. ૩·૩૯ થી ૫·૩૪ કરોડ જેટલો લગભગ ઓછો ગણાય.

છેલ્લા ચાર વર્ષ માટે લખેલા બેવડા આંકડાનું એ કારણ છે કે એકમાં પાઉંડની કિંમત રૂ. ૧૦ ગણી છે. વસ્તુતઃ સ્થિતિ આથી ઉલટી જ હતી. ઇંગ્લાંડમાં હિંદના હિસાબે થતા લશ્કરી ખર્ચનો હિસાબ આવી રીતે ગોઠવવો એ ચોખ્ખી છેતરપીંડી જ છે. હિન્દુસ્તાનને હિસાબ રૂપીઆમાં જ ચુકવવો પડે છે. આવી રીતે નક્કી જે ખર્ચ થયો હોય તેને આંકડાની બાજીગરી ગોઠવી એકદમ ઓછો બતાવવો તેનો કોઇ પણ રીતે બચાવ થઇ શકે તેમ નથી. વટાવ ખર્ચ ખાતા નીચે આ તફાવત ગણવામાં આવ્યો છે.

"વટાવને અંગે થતી ખોટ કે હાંસલનો હિસાબ રાખવાની રીત નીચે પ્રમાણે છે. વ્યાજ વટાવની દરેક ખોટ કે હાંસલને પ્રથમ 'અલેલ' (Suspense) ખાતા નીચે લખવામાં આવે છે. બચત કે થાપણને લગતી, ઇંગ્લાંડમાં કરેલી લેણદેણ સંબંધે થએલી ખોટ કે હાંસલ, કલકત્તાથી લંડન મોકલાએલી તારના હુંડીઆમણના દરની સરેરાસ પર ગણવામાં આવે છે. અને પછી અલેલ ખાતામાં ફેરવી નાખવામાં આવે છે. ત્યાર પછી દરેક વર્ષની સ્થિતિ ધ્યાનમાં લઈ બાકી રહેલી રકમને કાં તો આવકના ખાતામાં લખી નાખવામાં આવે છે અથવા તો ભવિષ્યના વર્ષમાં ઉલટી સ્થિતિને પહોંચી વળવા ખાતર અલેલ ખાતે જ રાખી મુકવામાં આવે છે. વ્યાપારી

સાધનો માટે તેમ જ પ્રાન્તિક સરકાર ખાતે ઇંગ્લાંડ સાથે કરેલી લેણદેણમાં ઉપજ ખાતાને અંગે થએલી વટાવની ખોટ કે હાંસલ, વ્યાપારી ખાતાનાં મથાળા નીચે અથવા તો તે પ્રાન્તિક સરકારો ખાતે ઉધારાય છે: ઉપજ ખાતે થયેલી વટાવની ખોટ કે હાંસલ અનુક્રમે 'સામાન્ય આવક' અથવા તો વટાવ ખર્ચ ખાતે બતાવાય છે." (પારી. ૬૧. અંદાજ સમજુતી યાદી. ૧૯૨૨-૨૩ પાનું ૭૫૦-૬૫૧)

હુંડિયામણની નીતિ (Exchange Policy) સંબંધે અત્યારે ચર્ચાની જરૂર નથી. યોગ્ય પ્રસંગ માટે તેને મુલતવી રાખીશું. અહીંઆં એટલું કહેવું જરૂરનું છે કે કુલ સરવાળે આવક ખર્ચના હિસાબમાં આથી ફેર પડતો નથી, કારણ કે તે ઉપજ કે ખર્ચના હિસાબમાં આવી જાય છે પણ દરેક બાબતના સંબંધે આવી ગોઠવણ અયોગ્ય છે. આમ કરવાથી જુદા જુદા ખર્ચના પ્રમાણ વિષે ખોટો ખ્યાલ ઉત્પન્ન થાય છે. **૧૯૨૨-૨૩ ના બજેટના આંકડા પ્રમાણે ચોકખો ખરેખરો લશ્કરી ખર્ચ, કુલ ચોકખા રૂા. ૧૪૨.૩૮ કરોડના ખર્ચમાંથી ૭૪.૭૬ કરોડ રૂપીઆ એટલે કે લગભગ ૫૨.૫ ટકા હતો. જ્યારે સરકારી દફતરમાં ૬૭.૯૨ કરોડ રૂપીઆ બતાવવામાં આવ્યો હતો:—**

**તેથી નાણાં મોકલવાના દરેક ખર્ચ ખાતા અંગેનો હુંડિયામણનો હિસાબ જુદો જણાવવો જોઇએ,** (પ્રથમ આજ રીત પ્રમાણે કરવામાં આવતું હતું.) **અને પછી તે ખાતાના કુલ ખર્ચના હિસાબમાં મેળવી દેવો જોઇએ; એટલે દરેક ખાતાના ખર્ચનું માપ ખરેખરૂં જણાય.**

અહીંઆં જણાવવું જોઇએ કે આ લશ્કરી બજેટમાં લશ્કરી કામ માટે કાઢેલી લોન પર આપવા પડતા વ્યાજનો હિસાબ ઉમેરવામાં આવ્યો નથી. ૩૧ મી માર્ચ ૧૯૧૪ માં કુલ દેવું

૧૮·૩૧૫ કરોડ પાઉંડ અને રૂ. ૧૭૫·૧૦ (કરોડ)નું હતું. (બન્ને દેવાં જુદાં છે). આ ઉપર વ્યાજનો ચોકખો ખર્ચ પા. ૧૧·૯ લાખ એટલે રૂા. ૧·૭૮ કરોડ થયો હતો. **હિંદનું સમગ્ર દેવું ૧૯૨૨ ના માર્ચની ૩૧ મી તારીખે પા. ૨૨,૪૩,૫૭,૦૦૦ અને રૂ. ૪૫૮·૮૬ (કરોડ)નું, જેના વ્યાજનો ખર્ચ રૂ ૩૫·૬૨ (કરોડ) થયો હતો.** આની અંદર કર્જ અદા કરનાર ખાસ ફંડ (Sinking Fund) ખાતેના ખર્ચના રૂા. ૨·૮૪ (કરોડ) ઉમેરીએ તો **માત્ર વ્યાજનો કુલ બોજો રૂ. ૩૭·૬૬ (કરોડ) છે.** આમાંથી રેલ્વે માટે, પ્રાન્તિક સરકારો નહેરને પોસ્ટ માટેના ખર્ચના હિસાબના રૂા. ૨૦·૫૨ (કરોડ) બાદ કરવા જોઇએ. કારણ આ ખાતાં ઉત્પાદક ખાતાં ગણાય છે. એટલે બાકી ૧૭·૧૪ ( કરોડ ) રહ્યા તે માત્ર અનુત્પાદક કામો ખાતેના જ. **વાસ્તવિક રીતે જોતાં આ બધો ખર્ચ લશ્કર ખાતેજ ઉધારવો જોઇયે.** લશ્કરી કામો માટે અથવા તો વધેલા લશ્કરી ખર્ચને લીધે આવેલી ખોટ પુરી કરવા માટે આ બધો ખર્ચ કરવો પડ્યો છે. ૧૯૧૪–૧૮ ના યુરોપી વિગ્રહ પ્રસંગે હિંદે આપેલા ફાળો ધ્યાનમાં લઇએ, અને તેની અંદર ૧૯૧૪ થી ૧૯૨૨ ની અંદર જે વધારાનું લશ્કરી ખર્ચ કરવું પડ્યું તે ઉમેરીએ, તો પણ આજ સાર નીકળશે. અમે ૧૯૧૩–૧૪ ના લશ્કરના ખર્ચને સાધારણપણે ચાલતો આવેલો બોજો ગણ્યો છે.

૧૯૨૨–૨૩ ની સાલનો લશ્કરી બોજો નીચેના આંકડા પરથી સમજાશે.

| | | રૂ. (કરોડ) |
|---|---|---|
| ૧. | દફતરમાં જણાવ્યા પ્રમાણે સામાન્ય લશ્કરી ખર્ચ... | ...૬૭·૭૨ |
| ૨. | દફતરમાં લશ્કર ખાતે નહી બતાવેલી હોમ રીમીટન્સમાં આવેલા વટાવનો ફેર ... | ... ૭·૦૪ |

૩. લશ્કરી કામ માટેના
દેવા પરનું વ્યાજ, વિગ્રહનો
ફાળો, અને અસાધારણ
વધારાનો લશ્કરનો પ્હોંચી
વળવા માટેનો ખર્ચ ... ...૧૭·૧૪

૯૧·૯૦

આ પ્રમાણે આપણા ઉપરનો **લશ્કરી બોજો રૂ. ૯૧·૯૦ (કરોડ) એટલે આપણા કુલ ખર્ચના ૬૩·૮ ટકા જેટલો છે.** ચાલુ વર્ષમાં ધાર્યા કરતાં વધારે ખર્ચ નહીં થાય એમ માની લેવામાં આવ્યું છે. પણ ચિન્હો તો બધાં એવાં જણાય છે કે ધાર્યા કરતાં ખર્ચ ઘણું વધી જવાનું. આનો અર્થ એટલોજ કે **આપણી કુલ રૂ. ૧૩૩·૨૨ (કરોડ) ની આવકમાંથી રૂ. ૯૧·૯૦ (કરોડ) એટલે આશરે ૭૦ ટકા એકલું લશ્કર જ ખાઇ જાય છે.** હમણાં તો આવકના અડસટ્ટા ઇરાદાપૂર્વક વધારે અંકાય છે જ્યારે ખર્ચના આંકડાની ઓછી આંકણી થાય છે. મિજલસે હિંદની સપ્ટેમ્બરની (૧૯૨૨) બેઠકમાં નાણાખાતાના દફતરદારે આ ભેદ ખુલ્લો પાડી દીધો છે. તેના કહેવા પ્રમાણે સ્ટેટનો કુલ બાર રૂ. ૯૫ (કરોડ) અને ઉપજ રૂ. ૧૨૦ (કરોડ) આવે ત્યાં સુધી તો ધાર્યા પ્રમાણેજ થયું ગણાશે. **એટલે કે કુલ આવકના ૭૯ ટકા જેટલો ભાગ માત્ર લશ્કર પાછળ. જ્યારે** હિંદુસ્તાન લશ્કર પાછળ આવકના આશરે ૮૦ ટકા જેટલું ખર્ચ કરે છે ત્યારે યુનાઇટેડ કીંગડમ (ઇંગ્લાંડ, સ્કૉટલંડ અને આર્યલંડ) કુલ પા. ૧૪૨૬·૯૨ (કરોડની) આવકમાંથી પા. ૬૪૨·૦૧ (કરોડ) લશ્કર, નૌકાબળ, હવાઇબળ અને કુલ દેવા પાછળ વાપરે છે.” ૧૯૨૨ ની ‘સ્ટેટ્સમેન’ ‘ઇયર્સબુક’માંથી સરખામણી તથા માપ માટે નીચેના આંકડા લીધા છે. આમાંથી પાંચ દેશ બ્રીટીશ મહારાજ્યના ભાગ છે અને બાકીના પાંચ બ્હારના છે.

| ૧<br>દેશ | ૨<br>કુલ આવક | ૩<br>કુલ ખર્ચ | ૪<br>બચાવ ખર્ચ | ૫<br>ટકા | ૬<br>ટકા |
|---|---|---|---|---|---|
| હિંદ | રૂ. ૧૩૩૨·૨ | ૧૪૨૩·૯ | ૯૧૯·૦ | ૨ ને ૪ | ૩ ને ૪ |
| યુ.કિ.(ઇંગ્લંડ ઇ.) | પા. ૧૪૨૬·૯ | ૧૧૯૫·૪ | ૬૪૨·૦ | ૭૦·૭ | ૬૫·૮ |
| ઓસ્ટ્રેલીઆ | પા. ૬૧·૭૮ | ૬૪·૬૦ | ૩૧·૨૦ | ૪૫·૦ | ૫૩·૭ |
| કેનેડા | પા. ૮૯·૩૮ | ૭૪·૧૯ | ૧૭·૯ | ૫૦·૦ | ૪૮·૩ |
| દ. આફ્રિકા | પા. ૨૯·૬૭ | ૨૫·૬૯ | ૧૩·૪ | ૨૦·૦ | ૨૪·૨ |
| સ્પેન. (પેસેટા) | ૧૯૭૬·૬૬ | ૨૫૫૦·૭૯ | ૪૫૦·૩૬ | ૪૫ | ૫·૨ |
| ફ્રાન્સ (ફ્રાંક) | ૨૨૪૫૦·૯ | ૨૪૯૩૨·૦ | ૫૦૨૭·૦ | ૨૨·૮ | ૧૭·૬ |
| ઇટાલી (લીરા) | ૧૭૪૦૩·૩ | ૨૦૦૫૪·૮ | ૩૫૫૩·૭૭ | ૨૨·૪ | ૨૦·૦ |
| અમેરિકા(ડૉલર) | ૩૩૪૫·૧૮ | ૩૧૪૩·૪૧ | ૧૨૦૧·૪૪ | ૨૦·૦ | ૧૭·૩ |
| | | | | ૩૫·૯ | ૩૮·૨ |
| જાપાન (યેન) | ૧૩૧૯ ૨૦ | ૧૩૯૯ ૨૯ | ૬૪૬·૦૦ | ૪૯·૦ | ૪૯ |

નોંધ—આંકડા દશ લાખમાં છે. કાનેડામાં કુલ દેવાના ખર્ચનો અર્ધો ભાગ ગણવામાં આવ્યો છે. ફ્રાન્સના આંકડામાં સામાન્ય ને અસાધારણ લશ્કર ખર્ચનું બજેટ છે, પણ દેવા ખર્ચનો હિસાબ તેમાં આવતો નથી. આ ઉમેરીએ તો કુલ અનુક્રમે ૧૭૫૫૩ ( દશ લાખ ) ફ્રાંક થાય એટલે અનુક્રમે ૭૮ ટકા અને ૭૦ ટકા આવે.

ફ્રાન્સના બજેટમાંથી દેવાના ખર્ચનો હિસાબ બાદ કરતાં આ આંકડા ઉપરથી જણાશે કે બધા દેશો કરતાં હિંદનો લશ્કરી બોજો સૌથી ભારે છે. હિંદ માટે તો આંકડા ખાસ બીતાં બીતાં મુકયા છે. અમને ખાત્રીજ છે કે ઉપજ ધાર્યા કરતાં ઘટવાની, અને ખર્ચ ધાર્યા કરતાં વધવાનો અને તે પણ ઘણો વધવાનો, બીજા દેશોમાં અસાધારણ ખર્ચના તેમજ દેવા ખર્ચના આંકડા ઉમેર્યા છે. હવે હિંદુસ્તાન દુનિઆમાં સૌથી ગરીબ દેશ છે એ વાત ધ્યાનમાં લઇએ તો બોજો હિંદને કેટલો બધો નીચોવી રહ્યો છે તે એકદમ નજરે તરી આવશે.

હવે હિંદુસ્તાનના લશ્કર ખર્ચ ખાતાના આંકડા વિગતવાર વિચારીશું.

| | અડસટ્ટો | |
|---|---|---|
| | ૧૯૧૪–૧૫ હિસાબ | ૧૯૨૦–૨૧ |
| | | રૂ. (લાખમાં) |
| હિંદુસ્તાનમાં સજ્જ બળખાતે કાર્યવાહીનો ખર્ચ | ૬૪·૬૪ | ૧૬૩·૩૯ |
| લશ્કરી હિસાબ ખાતું | ૨૮·૨૮ | ૬૩·૬૯ |
| ટુકડીના પગાર વગેરે | ૧૦૮૮·૩૬ | ૧૮૭૩·૬૬ |
| સામાન પૂરવણી અને ફેરબદલી ખાતું | ૩૧૨·૧૭ | ૧૦૬૯·૮ |
| પ્રાણી વૈદક | ૩·૭૫ | ૧૧·૮૪ |
| કપડાં | ૨૦·૫૦ | ૨૩૪·૧૫ |
| વધારાના સજ્જ પ્રાણીઓ | ૫૨·૧૨ | ૮૫·૮૬ |
| ડાક્ટરી ખર્ચ | ૫૩·૫૩ | ૧૯૦·૯૧ |
| ઔષધી ખર્ચ | ૩·૩૪ | ૧૯·૫૬ |
| તોપખાનું | ૧૦૧·૪૬ | ૩૪૯·૧૫ |
| ધાર્મિક ગુરુઓ અને ક્રિયાઓ ખાતે | ૪·૦૮ | ૪ ૯૦ |
| કેળવણી ખાતું | ૧૦·૦૪ | ૨૮ ૨૪ |
| ખોરાક વગેરેના બદલામાં અપાતો ખર્ચ | ૫૧·૩૬ | ૩૩ ૪૭ |
| પરચુરણ ખર્ચ | ૩૪૮·૬૩ | ૧૦૫૩·૧૮ |
| ઝુપડાં ખાતે | ૧·૮૬ | |
| રસ્તા, નદી, દરીઆઈ માર્ગનું મુસાફરી ખર્ચ | ૭·૯૮ | ૨૨·૯૨ |
| રેલ્વે મુસાફરી ખર્ચ | ૪૮·૬૭ | ૧૨૭·૦૮ |
| છાવણી ખર્ચ | ૧૪·૪૭ | ૨૦·૦૫ |
| ઉપલક ખાતે | ૦૦·૩૫ | |
| હિંદી શસ્ત્રમંડળ | ૦૦·૦૦ | ૧૨·૦૨ |
| **હિંદમાં કુલ "સજ્જ" બળનો ખર્ચ** | **૨૨૭૦·૧૦** | **૫૩૬૩·૪૫** |
| "અસજ્જ" બળ | ૧૧૦·૦૬ | ૨૩૮·૬૩ |

| | | |
|---|---|---|
| કુલ સજજ અને અસજજ બળ ખાતે | ૨૩૨૭·૭ | ૫૬૦૬·૯૮ |
| ઇંગ્લંડમાં હિંદને ખાતે થતું ખર્ચ (લાખ પાઉંડ)માં | | |
| "સજજ" બળ ખાતે | પાઉન્ડ | પાઉન્ડ |
| યુદ્ધ કાર્યાલયમાં ગોરી ટુકડીઓના પગાર | ૯·૩ | ૨૦·૫ |
| ગોરી ટુકડીઓની રજા વગેરેના પગાર | ૦·૭ | ૨·૧ |
| કપડાની અવેજીમાં રોકડા | ૦·૨ | ૦·૧ |
| હિંદી લશ્કરની રજા વગેરેના પગાર | ૨·૬ | ૮·૯ |
| હિંદી સૈન્ય | ૮·૫ | ૯·૦ |
| બીજાં ખાતાંઓ | ૧·૮ | ૪·૪ |
| વસ્ત્ર ભંડાર | ૦·૯ | ૧·૧ |
| તોપખાનું અને પરચુરણ કોઠાર | ૪·૮ | ૩·૬૨ |
| ઔષધ-ભંડાર | ૦·૯ | ૩·૦ |
| માલ પૂરવણી અને ફેરબદલ | ૦·૬ | ૦·૮ |
| લશ્કરી ખેતી | ૦·૧ | ૦·૫ |
| ઇરાનના અખાતની લડાઇ માટે ભંડાર | ૦·૨ | |
| વિમાન ભંડાર | | |
| સૈન્ય સાથેનો ભંડાર | ૦·૧ | ૦૩ |
| વધારાનો સાજ | | ૦·૦૫ |
| વાયવ્ય પ્રાંતની સરહદના યુદ્ધ માટે ભંડાર | | ૯·૦ |
| યાંત્રિક વાહનોનો ભંડાર | | ૬·૦ |
| **ઇંગ્લંડમાં કુલ "સજજ" બળખાતે** | **૨૩૦૦** | **૭૮·૫૭** |
| **" અસજજ "** | **૨૫·૨૧** | **૩૨·૪૫** |
| એકંદર લશ્કરી ખર્ચ ખાતે ઇંગ્લંડમાં | ૪૮·૨ | ૧૧૧·૦૩ |
| | રૂ. ૭૨૩·૩ | ૧૬૬૫·૦૦ |
| | રૂ. | રૂ. |
| કુલ લશ્કરી ખર્ચ | ૩૦૫૦·૩૭ | ૭૨૬૬·૯૮ |
| નૌકા સૈન્યનો ચોખ્ખો ખર્ચ | ૮૪·૭૮ | ૧૬૬·૬૧ |

| | | |
|---|---|---|
| રક્ષણના ખાસ ઇલાજો ખાતે ચોખ્ખો ખર્ચ | ૧૩૯'૩૫ | ૫૯૬'૫૧ |
| | ૩૨૭૪'૫૦ | ૭૯૨૦'૦૦ |
| બાદ લશ્કરી આવક | ૧૬૪'૨૯ | ૩૧૧'૮૦ |
| નક્કી ખર્ચ | ૩૧૧૦'૨૧ | ૭૬૬૮'૧૫ |

હિન્દુસ્તાનના લશ્કરી ખર્ચ ઉપર ટીકા કરતાં આર્થિક અને રાજ્યકીય સિદ્ધાંતોને જ વળગી વાત કરવી પડે છે. આથી જે લોકો કાર્યકુશળતાને મુખ્ય વસ્તુ માને છે તેમની નજરે અમારૂં આ બધું કહેવું વજુદ વગરનું લાગશે. લશ્કરી વ્યવસ્થા અને કાર્યકુશળતા ઉપરના પ્રશ્નો પર નિર્ણય અમારાથી ન જ આપી શકાય. પણ આ એકપક્ષી ટીકા માટે અમારો બચાવ એટલો જ કે લશ્કરી કાર્ય-કુશળતા એ તદ્દન ન્હેલિયાદી, સ્વતંત્ર વસ્તુ નથી. દેશના રક્ષણની જરૂરીઆતો, અને તે કામ માટે દેશની આર્થિક સ્થિતિ આ બન્ને વસ્તુઓ ધ્યાનમાં લઇને જ લશ્કરનો ખર્ચ નક્કી થઇ શકે. હિંદના વાઇસરોય લોર્ડ મેયોએ પણ આ વાત કબુલ રાખી છે. બચાવના સાધનોનું માપ તથા પ્રમાણ સેનાધ્યક્ષને તેના ખ્યાલ પ્રમાણે નક્કી કરવા દેવામાં આવે છે. આને પણ હદ હોય છે. જો લશ્કરી ખર્ચ હદની બ્હાર જાય તો સેનાની વિચાર કરતાં બીજી વધારે મહત્ત્વની બાબતો ધ્યાનમાં લેવી પડે છે, કારણ આની અંદર તો રાજ્યનું સમગ્ર હિત સમાયલું છે. તેથી બચાવના સાધનો અને લશ્કરની કાર્યકુશળતાની સાથે-સાથેજ દેશની જરૂરીઆતો અને આર્થિક સ્થિતિનો પણ તેટલોજ વિચાર કરવો પડે છે. બધું લશ્કર લશ્કરી પંડિતોની જોહુકમી પ્રમાણે ન ગોઠવી શકાય. વળી કાર્યકુશળતાના વિચારો—એવા બધા વિચારોની માફક—અનિશ્ચિત, ચલિત વસ્તુ છે; અને હિન્દુસ્તાનને આનો ઘણો કડવો અનુભવ થયો છે. લશ્કરી પંડિતો કદી પણ એકમત થતા નથી. લશ્કરી વિષયોમાં નિપુણ પંડિતોનું એક કમીશન અમુક આદર્શ નક્કી કરે, ત્યારે તેટલાજ કાબેલ બીજા નિપુણો તેને તોડી પાડી, પોતાનો

નવો આદર્શ લાવી ખડો કરે. અંતે છેલ્લી બે પેઢીઓનો આપણો ઇતિહાસ, લડાઇ માટેની આપણી કાર્યકુશળતાની દૃષ્ટિએ જોઇએ, તોપણ આપણને લાગી આવશે કે, લશ્કર પાછળ ખર્ચેલા કરોડો રૂપીયા પણ જોઇએ તેટલી અથવા કહેવાય છે તેટલી કાર્યકુશળતા લાવી શકયા નથી. હિન્દુસ્તાનમાં હિંદી લશ્કર સાથે સરસાઇ કરી તેને કસોટીએ ઉતારી શકે તેવું બળવા પછી હાલ એક પણ પ્રતિસ્પર્ધી લશ્કર રહ્યું નથી. છેલ્લા ૬૦ વર્ષની અંદર એકજ મહાન વિગ્રહ થયો: અને ૧૮૭૮-૮૦ ના અફઘાન વિગ્રહના પરિણામો પરથી એમ ન કહી શકાય કે હિંદી લશ્કરનો કોઇ સમોવડીઓ નથી. સરહદના કાયમ ચાલતા વિગ્રહો પણ આજ વાત કહી રહ્યા છે. ચીન, મિસર અને આફ્રિકાની લડાઇઓ દરમ્યાન હિંદી લશ્કરની બહાદુરીના વખાણ પણ વિચારીને આંકવા જોઇએ. આ બધા મેદાનોમાં હિંદી લશ્કર તો આખા લશ્કરમાં માત્ર એક નજીવા ભાગ રૂપેજ હતું. ૧૯૧૪-૧૮ ના યુરોપી વિગ્રહ વખતે પણ આખા લશ્કરના પ્રમાણમાં હિંદી લશ્કર એક નાની સરખી ટુકડી રૂપેજ ગણાય. માટે લશ્કરની કાર્યકુશળતાની બાજુ એક કોરે રાખી, રાજ્યકીય અને આર્થિક કારણો અનુસાર વિચાર ચલાવી લશ્કરી ખર્ચ પર ટીકા કરીશું. સમજવું સહેલું પડે તેટલા માટે વિષયને બે ભાગમાં વહેંચી નાખીશું. એકની અંદર લશ્કરની નીતિના સામાન્ય સિદ્ધાંતો સમજવા યત્ન કરીશું, જ્યારે બીજા ભાગમાં લશ્કરની અત્યારની ગોઠવણના નિયમોની વાત મુકીશું.

બળવા પહેલાં તો મેળવેલી જીત સંપૂર્ણ કરવા અને સુવ્યવસ્થા પુરેપુરી લાવવા માટે એક બળવાન લશ્કર રાખવું ખરેખર જરૂરનું હતું એમ કદાચ કહી શકાય. પણ ત્યાર પછી હવે અંદર ખાતેના દુશ્મનો કે ભવિષ્યમાં સમોવડીઆ થઇ શકે તેવું કોઇ રહ્યું નથી. અને લશ્કરનું કામ માત્ર (અ) બહારના દુશ્મનોથી દેશનું રક્ષણ કરવું અને (આ) કોઇ પણ દેશી રાજ્યને લીધે અથવા તો પ્રજામાં અસંતોષ થાય તેને લીધે ગડબડ જાગે તેને પહોંચી વળવા પુરતું રહ્યું છે. આ

બીજી વાત તો અત્યારે કશી મહત્ત્વની છેજ નહિ. ભણેલો અને મિલ્કતવાળો વર્ગ સારી રીતે સમજે છે કે બ્રીટીશના રાજ્ય-માંજ તેમનું હિત સમાયલું છે. લશ્કરને પણ પૂરતી ખાત્રી થઇ ગઇ છે કે અત્યારના ઉત્તમ અને છેલ્લી શોધ અનુસારના હથીઆરો વગર કોઇ પણ બળવો ફતેહમંદ થઇ શકે નહિ.

પહેલી બાબત વિષે તો બળવા પછી વીશ વર્ષ સુધી સરકાર સંપૂર્ણ તટસ્થતા જાળવી શકી, અને, બીજા અફઘાન વિગ્રહની કમન-સીબ ભૂલ બાદ કરતાં, આ તટસ્થતાના નિયમો જળવાઇ રહ્યા હતા. ૧૮૭૯ ના સીમલા લશ્કરી કમીશને પણ તે વખત સુધી ચાલતા આવેલા નિયમો પ્રમાણેજ સૈનિકબળ નક્કી કર્યું હતું. આ કમીશ-નનો પ્રમુખ સર એ. ઇડન હતો અને તેની મદદમાં મર્હુમ લોર્ડ રોબર્ટસ હતો.*

૧૮૮૫ માં રૂશીઆએ મધ્ય એશીઆમાં પોતાની અને અફ-ઘાનીસ્તાનની સરહદ વચ્ચેની ન ધણીઆતી જમીનમાં આવેલું પંજદેહ લઇ લીધું, અને લડાઇની ચડતી ગરમીમાં આ ડહાપણભરેલો

* "હિંદુસ્તાનમાં લશ્કર રાખવાના બેજ હેતુ છેઃ (अ) બહારથી હુમલા થાય તે અટકાવી પાછા કાઢવા; (आ) અને ખાલસા મુલક કે દેશી રાજ્યમાં હથીઆરી તોફાન કે બળવો ન થઇ શકે તેવી વ્યવસ્થા કરવી" **સીમલા આર્મી કમીશન.**

હિંદમાં રાખવાના લશ્કરી બળ સબંધે એશર કમીટીએ કોઇ ચોક્કસ નિયમ જણાવ્યા નથી, પણ તેઓનું કહેવું રીપોર્ટ ભાગ ૩ જો પા. ૨૧ ઉપરથી જણાશે.

" લશ્કરનું કામ બ્હારનો હુમલો અટકાવવાનું અને દેશની અંદર શાન્તિ જાળવવાનું છે. બીજી ફરજ અદા કરવા માટે તેમણે દિવાની વહી-વટ સાથે ઘાડા સબંધમાં રહેવું જોઇએ કારણકે દેશમાં સલાહ શાન્તિ જાળવવા માટે તેઓ પણ જોખમદાર છે."

આ હેતુ માટે કશું કહેવા જેવું નથી; અને લોર્ડ રીપનના કારભાર દરમ્યાન આ નિયમો દઢતાપૂર્વક પાળવામાં આવ્યા હતા.

"સજ્જતા ને તટસ્થતા" નો નિયમ કોરે મુકાયો. આ છંદના ગાંડ-પણમાં લશ્કરી બળમાં વધારા કરવામાં આવ્યા; સરહદપર ખર્ચાળ રેલ્વે કરી; લશ્કરી બચાવના ખાસ કામો શરૂ કર્યાં; એટલું જ નહિં પણ ચડી આવેલો ભય દુર થયો છતાં પણ આ કામો તો ચાલુ જ રહ્યાં. આ વધારાના લશ્કરને કામ આપવા માટે બ્રહ્મ-દેશને ખાલસા કરવાની વાત ઉભી કરી. અને તેથી વાઇસરાયની વડી સરકારના પ્રધાન સર ઓકલેન્ડ કોલ્વીન અને સર કૉર્ટની ઇલ્બર્ટે લશ્કરી વધારાની સામે થતી વખતે (૧૮૮૬)જે ભવિષ્યવાણી કરી હતી તે પુરેપુરી ખરી પડી. આ બન્ને પ્રધાનોએ લશ્કરી વધારો થતો અટકા-વવાને પોતાથી જેટલું થઇ શકે તેટલું કરવામાં બાકી રાખી હતી નહિ. લશ્કરી કમીશને રૂશીઆ ને અફઘાનિસ્તાન એકત્ર થઇ લડાઇ ઉભી કરે તે સંભવિતતાને પહોંચી શકાય તે નિયમ પર લશ્કરી બળ નક્કી કર્યું હતું. પણ (૧૮૮૫ માં થયું હતું તેમ) હિંદુસ્તાન અને અફઘાનિસ્તાન એકત્ર થવાની સંભવિતતાના ખ્યાલ પર લશ્કરી બળ ગોઠવ્યું નહોતું. છતાંએ રાજ્ય ખટપટમાં ઉછરેલા વાઇસરાયે ઉચીયું રાજ્ય (Buffer State)ઉભા કરવાની નવી નીતિ ઉભી કરી. બ્રહ્મ-દેશનો વિગ્રહ તો આગળ જતાં આવી પડનારી આફતોની શરૂઆત જ હતી. લોર્ડ લેન્સડાઉન કાશ્મીરની ખટપટમાં પડી ગીલજીટ, હંઝા અને નગ્નારના ખર્ચાળ જોખમમાં ઉતર્યા અને ચીમાલ અને તિરાહની નામોશી ભરેલી લડાઇ તેને પગલે પગલે ચાલી આવી.

૧૯૦૧ માં ઉત્તર સરહદનો પ્રાંત હિંદ સાથે જોડી દઇ આફત પરંપરા દેખીતી રીતે લોર્ડ કર્ઝને શાંત કરી. આ બાહોશ, ઉદ્યોગશીલ પણ લાગણી શૂન્ય વાઇસરાયનાં સ્વપ્નાં તો ઠેઠ યુનાન અને ઇરાન સુધી પહોંચ્યાં હતાં. અને ટીબેટનાં કહેવાતાં 'શાન્ત કહેણ'ના લેબા-સમાં ઢંકાયાં હતાં. છેલ્લી મેસોપોટેમીયા ગએલી ચઢાઇનું પરિણામ શું આવશે તે અત્યારે કળી શકાતું નથી, પણ ભૂતકાળના બનાવોની દૃષ્ટિએ જોતાં તો એમજ લાગે છે કે આ મુલક તેમજ દરીઆની અખાત

-સીલો વેળાસર ન જાગે તો હિંદના બેસી ગએલા બળદની ડોક એ આસપાસનો જમીનનો ભાગ હિંદ સાથે જોડાઈ જવાનો. અને કાઉંખર્ચની ધુંસરી બેસવાની. આ બધું ખર્ચ બચાવના નામના તથા "લશ્કરી તૈયારી" ના નામના અંધાર પછેડામાં રહી કરવામાં આવ્યું હતું. અને વીશ વર્ષે જ્યારે વાત છુપી ન રહી ત્યારે બદલાએલા દૃષ્ટિકોણને સરકારના અમલદારોએ ખુલ્લી રીતે કબુલ કરી લીધું. ૧૯૦૪-૦૫ ના બજેટની ચર્ચા વખતે મર્હુમ ગોખલેજીના સજ્જડ સપાટા ન જીરવી શકાયા, એટલે સર. ઈ. એલીસે શરૂઆત કરી છાતી હલકી કરી. લોર્ડ કર્ઝને પણ વધારે શબ્દાડંબર વાપરી હિંદી સરકારની વલણ એવીજ છે તેમ કહી દીધું.

"બ્રીટનના શાહી કજીઆઓ માટે હિંદી લશ્કરનો ઉપયોગ છે" એમ જો કે સત્તાવાર નથી કહેવામાં આવ્યું; પણ ખરી રીતે તો એમજ બનતું આવ્યું છે. એશર કમીટી લખે છે કે **બ્રીટીશ સામ્રાજ્યના સમગ્ર લશ્કરના એક ભાગ સિવાય બીજી કોઇપણ રીતે હિંદી લશ્કરની વ્યવસ્થા ને ગોઠવણ અમે વિચારી શકતા નથી.** છેલ્લી સલાહ અનુસાર હિંદી લશ્કર, સામાન્ય અને ખાસ કરી બ્રીટીશ ટાપુઓને માટે હવે ઘણી અગત્યતા ધરાવે છે."

(સાથે બીડેલો કાગળ)

પણ આ સિદ્ધાન્ત કે તેથી ઉપજતા નિયમો કબુલ થઈ શકે તેમ નથી. હિંદી લશ્કર કેવળ હિંદના બચાવ માટે જ હોવું જોઇએ. જ્યાં સુધી બ્રિટિશ સરકાર આપણા લશ્કરી ખર્ચમાં ફાળો ન આપે ત્યાં સુધી તે બીજા કશા ઉપયોગમાં વાપરી શકાય જ નહિ. એટલું જ નહિ પણ જ્યારે જ્યારે હિંદની સરહદ બહાર હિંદી લશ્કરનો ઉપયોગ કરવામાં આવે ત્યારે તમામ જે સામ્રાજ્યના ભાગે તેની મદદ લીધી હોય તેણે તેનો ખર્ચ આપવો જોઇએ. જ્યાં સુધી આ વાત કબુલ ન કરાય ત્યાં સુધી હિંદુસ્તાનને તેના ખપ કરતાં વધારે સ્થાયી લશ્કર રાખવાની ફરજ પાડવી તે અન્યાય ને જોહુકમી જ છે. દેશ રક્ષણની જરૂરી-

આતોનો પુરતો વિચાર કરી હિંદી લશ્કરનું બળ બરાબર નક્કી કરાય અને તે પ્રમાણે ખર્ચ કમી થાય તો **આપણે મારે ગમે ત્યારે લડાઇમાં ઉતારી શકાય અને સર્વ વિગ્રહના સાધનોથી સજ્જ એવું સ્થાઈ અમલદાર તેમજ સૈનિકો તમામ મળી ૧,૫૦,૦૦૦ માણસોનું લશ્કર પૂરતું છે.** આની અંદર એક યુરોપીઅને બે કરતાં વધારે હિંદી સૈનિકો ન હોવા જોઇએ એવો અન્યાયી નિયમ પણ કબુલ રાખ્યો છે. દરેક યુરોપીઅન સૈનિક પાછળ રૂ. ૨૧૦૦, અને હિંદી સૈનિક પાછળ વાર્ષિક રૂ. ૫૦૦ ખર્ચ થાય છે. આ હિસાબે આપણા સ્થાયી લશ્કરનો હિસાબ નીચે પ્રમાણે થશે.

| | |
|---|---|
| બ્રીટીશ વિભાગ | રૂ. ૧૦,૫૦,૦૦,૦૦૦ |
| હિંદી | રૂ. ૫,૦૦,૦૦,૦૦૦ |

હેલ્લા પ્રસંગે હિંદી લશ્કર વપરાયું તેને માટે સીમલા સરકાર નિર્દોષ છે. તે વાત તેમના હાથની કે તેમની કરેલી નહિ હતી. આ પ્રસંગે હિંદે આપેલી મદદથી સામ્રાજ્યને ખાત્રી થવી જોઇએ કે હિંદ બ્રિટીશ સામ્રાજ્યનું વફાદાર અંગ છે. ભેટ આપવાની વાતમાં હિંદને જો ઇચ્છાની સ્વતંત્રતા હોત તો ફાળો વધારે દીપી નીકળત. બાકી આ ફાળો હિંદ માટે ગજા ઉપરાંતનો હતો; અને બ્રીટને કદી પણ હિંદને સરહદ પર કરવા પડેલા લખલૂટ ખર્ચમાં ફાળો આપ્યો નથી. આ જોતાં ન્યાયની દૃષ્ટિએ લડાઇ દરમ્યાન અને લડાઇ પછીના તમામ વધારાના દેવાનો તમામ ખર્ચ બ્રિટનની આવકમાંથી અપાવો જોઇએ. કેટલાકને પ્રથમ તો આ બેહુદું લાગશે. પણ અમારો આ દાવો એટલો તો વ્યાજબી છે કે તેની અવગણના કરી શકાય તેમ છેજ નહિ. હિંદુસ્તાન ઉદારતા વાપરી ૧૯૧૩ થી માંડી વધારાના દેવાને અંગે કરવો પડેલો વ્યાજ અને કુબત ફંડનો ખર્ચ જતો કરી શકે; પણ ઉપલો હક જતો કરી ઉદારતા બતાવવી એતો તમાચો મારી મોઢું લાલ કર્યા જેવું છે. પોતાના બ્રિટીશ અધિકારીઓની અવળાઇ-ને લીધે 'રીવર્સ કાઉન્સીલ બીલ'ના વેચાણમાં રૂ. ૩૫ કરોડ

ગુમાવ્યા તે માટે હિંદુસ્તાન બ્રીટીશ ખજાના પર દાવો કરી શકે. અને ઉપરાંત ૧૭·૧૪ કરોડ રૂપીઆનો વધારાનો ખર્ચ લડાઇ દરમીયાન અને વિગ્રહની જરૂરીઆતો માટે જ ખાસ કરવામાં આવ્યો છે; એટલે તે બ્રીટિશ ખજાનામાંથી મળવો જોઇએ. રાજ્યકીય દૃષ્ટિ ધ્યાનમાં રાખી કરી શકાય તેટલી આ અમારી માગણી વ્યાજબી અને વખતસરની છે. આમાં મહેરબાની નથી માગતા; પણ ન્યાય પૂર્વક જ બનતું આવ્યું છે અને બની શકે તેટલું જ ચાહીએ છીએ. ઇંગ્લાંડને મન નજીવી ઉદારતા, અને ગરીબ હિંદને મોટી આશિષ રૂપ, આ નાની સરખી અમારી વ્યાજબ માગણી કબુલ ન કરાય તો પછી હિંદનો ઉદ્દામ વર્ગ વ્યાજબીપણે એમ કહી શકે કે અમારી મંજુરી વગર, અમને પૂછ્યા વગર, અને અમને પરતંત્ર બનાવી અમને લુંટવા માટે કરેલું આખું દેવું અમને બીલકુલ કબુલ નથી.

આ ઇતિહાસના પ્રમાણસર રજુ કરેલા મુદ્દા સામે ખાસ કરી તારવણીઓ કશો વિરુદ્ધ જવાબ આપી શકાય તેમ નથી. અમારૂં કહેવું જો કે અપ્રિય લાગે તેવું છે; પણ તેમાં સત્ય અને ન્યાય સિવાય બીજું કશું નથી. લશ્કરની રાજ્યનીતિ હિંદથી સહનશક્તિ કરતાં બેહદ ખર્ચાળ છે. હિંદની વધતી જતી તમામ આવક હિંદમાં રહેલું લશ્કર ખાઇ જાય છે. અને તેથી દેશની ખીલવણી તથા પ્રજા કલ્યાણને માટે ખર્ચ કરી શકાતો નથી. ઉપરાંત હિંદને અન્યાયી રીતે ખર્ચાળ અને બીનજરૂરી મુલકો ખાલસા કરવા પડયા છે. અને આવી સ્થિતમાં હિંદ ઉપર તેના પડોશીઓ વ્હેમની દૃષ્ટિએ જુએ તે સ્વાભાવિક જ છે. બ્રહ્મદેશની માફક પ્રદેશનો વહીવટી ખર્ચ તેના ઉત્પન્ન કરતાં પણ વધારે ખાઇ જાય છે. બીજું સુસજ્જીતપણાની કાર્યકુશળતા પાછળ જે ખર્ચ વધ જવામાં આવે છે તે હેતુ પણ ફળીભૂત થયો નથી. પડખે જણાવ્યા પ્રમાણેના કારણોને લઇને વર્ષો વર્ષ વધારેને વધારે ખર્ચ કરવામાં આવ્યો છે.

१ સરહદની ચડાઇઓ
२ પગારમાં વધારા વિગેરે
३ હોમ મીલીટરી ખર્ચમાં વધારો
४ ખાસ રક્ષણના કામો
५ પુનર્વ્યવસ્થા વિગેરે
६ લશ્કરી રસ્તા, મકાનો વિગેરે
७ તૈયારીઓ
८ વટાવ (Exchange)

આ કારણોમાં અંતે એક કારણ ઉમેરીશું. સરકારી દફતરોમાં તે ચોખ્ખા શબ્દોમાં નથી લખાયું. પણ તે કારણ સત્તાની સમતોલતા તથા દેશની અંદર શાન્તિ રાખવાનું છે. ૧૯૦૧ માં નક્કી કરી અત્યાર સુધીમાં બંધાઇ રહેલી સરહદની અંદર જ હવે રહેવું જોઇએ. શાસ્ત્રીય સરહદ તો ઝાંઝવાના પાણી જેવી છે. અને તે વાત હવે મુકી દેવી જોઇએ. અત્યારના સરહદ પરના રસ્તા અને રેલ્વેના પાટા પૂરતા છે; અને શિક્ષા કરવા મોકલવી પડે તે સિવાય બીજી કશી લશ્કરી ચડાઇઓ ન કરવી. હવે બચાવ કામ વધારવાની બીલકુલ જરૂર રહી નથી. અને પગાર તથા નોકરીની સરતો ઇચ્છી શકાય તેટલી પૂરતી અને ઉદાર છે. રાજ્યસત્તાની સમતોલતા, રૂશીઆ સાથેના કોલકરારો, અને જાપાની તહનામામાં આવી જાય છે. એટલે લશ્કરી ખર્ચમાં વધારો કરવો હવે બીન જરૂરી છે, અને ઘટાડો કરવાથી કશું નુકસાન થવાનું નથી. કેટલાક ઉછરતા, સારા હેતુવાળા, પણ નિરાશાથી આડા દોરવાઇ જતા ત્રીસ પાંત્રીસ જુવાનો માટે—નવામાં નવી નાશ કરવાની શોધથી સજ્જ થએલા ૩૦૦,૦૦૦ માણસોની બીલકુલ જરૂર હોય જ નહિ. ક્યાં બ્રમિત મનવાળા નિઃશસ્ત્ર પીકરીક એસીડથી બળવો કરવાની આશાવાળા રડ્યા ખડ્યા જુવાનીયાઓ અને ક્યાં હિંદનું જબરદસ્ત સૈન્ય! છેલ્લા દાહેકાના સર્વોત્તમ અધિકારીઓને ભલે તે વખતે વાત યોગ્ય લાગી હોય પણ છેલ્લા વિગ્રહ વખતની હિંદની અખંડિત વફાદારી જોયા પછી તો એવી શંકાને હવે સ્થાન છેજ નહિ. અને તે માટે લશ્કરી ખર્ચમાં વધારો જારી રાખવો બીન જરૂરી છે.*

* જાપાની તહનામું હિંદુસ્તાન પ્રત્યેના અવિશ્વાસની નિશાની છે.

એ નીતિ પ્રમાણે કરાતા ફેરફાર વિરૂદ્ધ છેલ્લું અને સૌથી મહત્વનું અમારૂં કહેવું એ છે કે આ નીતિથી હિંદ પર અન્યાયી અને **હિંદના ગજા ઉપરાંતનો બોજો આવે છે.** હિન્દી લશ્કરનું કામ સરહદના પ્રાન્તો જોડવાનું જો હોય અને એશીઆમાં સત્તાની સમતોલતા જાળવવી જરૂરની હોય, તો આ ઉદ્દેશો સામ્રાજ્યને લગતાં કારણોને લીધે આપણે માથે આવી પડયા છે; અને આથી હિંદને ફાયદો હોય તો તેટલો જ ઇંગ્લાંડને પણ છે. **સામ્રાજ્યના લશ્કરનો સૌથી મોટો ભાગ હિંદે પૂરો પાડયો છે. અને ઇંગ્લાંડ બાદ કરતાં સૌથી મોટો ખર્ચનો બોજો તેણે સહન કર્યો છે.** આ લશ્કરથી આખા સામ્રાજ્યને સરખો લાભ છે. તો પછી સામ્રાજ્યના હિતને માટે રાખવા પડતા લશ્કરનો યોગ્ય હિસ્સો શા માટે ઇંગ્લાંડે ન આપવો જોઇએ? પાર્લામેન્ટે હિંદુસ્તાન માટે જુદા જુદા દરેક કાયદામાં લેખીત વચન આપ્યું છે કે "હિંદી લશ્કરનો ઉપયોગ પાર્લામેન્ટની મંજુરી સિવાય હિંદી સરહદ બહાર કાયદાપૂર્વક થઇ શકશે નહિ." આનો હેતુ અધિકારી વર્ગની મુલકો જીતવાની કુદરતી ટેવો અને ખાસીઅતોને કાબુમાં રાખવાનો હતો. વાસ્તવિક સ્થિતિ એવી જ બનતી આવી છે કે જયારે જયારે હિંદી લશ્કર બહાર વપરાયું છે ત્યારે ત્યારે હિંદનું હિત ધ્યાનમાં લીધા વગર મંજુરી અપાયા કરી છે ગ્લેડસ્ટનના વખતમાં અફધાન વિગ્રહ વખતે અપાયલા ૫૦ લાખ પાઉન્ડ બાદ કરીએ, તો પાર્લામેન્ટે હિંદી સરકારની લડાઇના ઉત્સાહ સામે કદી પણ વાંધો ઉઠાવ્યો નથી. અને તેના ખર્ચમાં ભાગ લીધો નથી.

---

દીલગીરી એટલીજ કે સાઠ વર્ષની અખંડિત વફાદારી બતાવ્યા પછી પણ હિંદને કપાળે અવિશ્વાસ રહ્યો. કાયદેસર અત્યારે જાપાની તહનામું નથી. પણ હમણાંના એંગ્લો અફધાન કરારોને લીધે હિંદને પોતા માટે મોટા સ્થાયી લશ્કરની જરૂર રહી નથી. સામ્રાજ્યના રક્ષણ માટે જો લશ્કર રાખવું હોય તો તે પ્રમાણમાં સામ્રાજ્યના જુદા જુદા ભાગોએ ફાળો આપવો જોઇએ.

એ ખરૂં છે કે હિંદ સીધી રીતે પા. ૧૦૦,૦૦૦ કરતાં વધારે નૌકાબળ ખાતે આપતું નથી. પણ નૌકાસૈન્ય બ્રીટન સરકાર પોતાની જ જરૂરીઆતો માટે રાખે છે. તેનો જીવન આધાર જ પરદેશના વેપાર પર છે. એટલે અત્યાર સુધી કોઇ પણ બે રાજ્યના ભેગા બળ બરાબર પોતાનું બળ થાય એ ધોરણે (Two power Standard) અને અમેરિકા હરીફ થયા પછી એક બરાબર એક એ ધોરણે—પોતાના અર્થ પ્રમાણે "દરીઆનું છુટાપણું" જાળવવા, સબળ નૌકા સૈન્યની જરૂર માને છે. નૌકા સૈન્ય તે સામ્રાજ્યને જ માટે છે એની ખાતરી એ હોઇ શકે કે દરેક ભાગને તે સરખી રીતે ઉપયોગી થવું જોઇએ. પણ કહેવાની હરકત નથી કે જેમ રોમે પોતાની આફત વેળા પોતાનું લસ્કર પ્રાન્તોના રક્ષણ અર્થે વાપર્યું નહિ તેમ બ્રીટન પણ જ્યારે ઘરને આંગણે આગ લાગવાની ત્યારે સામ્રાજ્ય માટે પોતાનું નૌકાબળ વાપરવાનું નથી. આંગળીથી નખ વેગળા તેટલા વેગળા જ. તે જરૂર પડ્યે કાપી નાખવાના. ઉપરાંત જ્યારે જ્યારે બ્રીટને પોતાનું નૌકાબળ સામ્રાજ્યના બીજા ભાગમાં વાપર્યું છે ત્યારે કોઇ જાતની સાધુ વૃત્તિથી તેમ કર્યું નથી. રાજ્ય ખટપટ કે અર્થશાસ્ત્ર બન્નેમાં ઉદારતા માટે સ્થાન જ નથી.

બ્રીટન પોતાનો વેપાર જાળવવા પોતાનું નૌકાબળ વાપરે તેમાં શી નવાઇ? પણ આ ઉપરથી હિંદને પણ પોતાના ગજા ઉપરાંત લસ્કરી ખર્ચ રાખવાનું કહેવું એ અણઘટતું છે. કુદરતી રીતે તેમજ રાજકીય રીતે હિંદુસ્તાનની ભૌગોલિક સ્થિતિ એવી છે કે ખાસ પોતાના જ રક્ષણ માટે તેને બ્રીટન પાસેના નૌકાબળની જરૂર પડે એવું અમે માની શકતા નથી. સંભવિત નથી, છતાં માની લઇએ કે દરિયાપારથી કોઇ દુશ્મન હિંદપર ચડી આવે; તોપણ હિંદના કાંઠાપર ઘાટ ને રણ એટલાં બધાં આવ્યાં છે કે એ બાજુએથી ભય રાખવાની બીલકુલ જરૂર છે નહિ. તેનો દરિયાપારનો વેપાર જો કે

મહત્ત્વનો છે, પણ તે બધોએ તેના લાભનો નથી. હિંદ સાથે વેપાર ચાલુ રાખવાની હિંદને પોતાને છે તે કરતાં હિંદના વ્યવહારના તેના ઘરાકોને વધારે ફિકર છે. એટલે નૌકાબળને અભાવે, અથવા તો તેની ખોટ પૂરી પાડવા માટે હિંદનો લશ્કરી ખર્ચ વધારવા કોઈ પણ વજનદાર કે યોગ્ય કારણ નથી.

કેળવણીના સાધન તરીકે શાસ્ત્રીય દૃષ્ટિએ અમને નૌકાબળની કિંમત છે. અને નીચેની શરતે હિંદી નૌકાબળ ઉભું કરવાની વાત અમને કબુલ પણ છે.

(૧) નૌકાબળનું તમામ બાંધકામ, તેનાં હથીઆરો અને તેના માણસો હિંદમાંથી ઉત્પન્ન કરી અને હિંદમાંજ રાખવાં જોઇએ.

(૩) લશ્કરી ખર્ચનો વ્યાજબી હિસ્સો બ્રીટને આપવો.

(૨) હિંદી લશ્કર દેશના રક્ષણ પુરતુંજ રાખવું. આમ કરવામાં આવે તો લશ્કરનો ખર્ચ રૂ. ૩૫ કરોડ જેટલો જ થાય. વધારામાં રૂ. ૬ થી ૭ કરોડ નૌકા સૈન્ય ખાતે વપરાય, તેમ છતાં એ દરવર્ષે રૂ. ૨૮ થી ૩૦ કરોડ તો ઓછામાં ઓછો બચાવ થાય.

લશ્કરી નીતિ પાછળના ખર્ચની વિગતોની ટીકા કરતાં પ્રથમ તો એ કહેવું જરૂરનું છે કે ( ૧ ) યુરોપી ફોજને આખા હિન્દી લશ્કરમાં ભેળવી દેવામાં આવે છે. તે નુકશાન કર્તા છે. આ યુરોપી લશ્કર પાછળ હિંદી સરકાર આ દેશમાંથી ઉભા કરેલા કુલ લશ્કર કરતાં વધારે ખર્ચ છે. યુરોપની દોલત અને હરીફાઈથી લલચાઇ જે જે ખર્ચના વધારા ઇંગ્લાંડે ત્યાં કર્યા તે બધા અહિં કરવામાં આવ્યા: અને તેના બદલામાં હિંદને બ્રીટીશ સૈનિકનો લાભ મળતો નથી.

'આર્મી કમીશને એવો સામાન્ય નિયમ બાંધ્યો છે કે દર બે હિન્દીવાને બંગાળામાં ૧ યુરોપીઅન હોવો જોઇએ, અને મુંબઇને મદ્રાસમાં દરેક ૩ હિંદીવાને ૧ યુરોપીઅન રાખવો. સર જોન લોરેન્સ

જેવાને આ પ્રમાણ યોગ્ય લાગતું હશે, કારણકે તેઓ એમ માનતા હતા કે બળવાનું મુખ્ય કારણ યુરોપી સૈનિકોની અછતને લીધે ઉત્પન્ન થયું હતું, પણ એ જમાનાની સંપૂર્ણ વફાદારી જોયા પછી પણ એ માન્યતા ચાલુ રાખવી તે હિંદને અન્યાય આપ્યા બરોબર છે. પરદેશી સત્તાએ પોતાની અંગત સલામતી ખાતર, તેમજ પોતાની નીતિના રક્ષણ ખાતર, પોતાની જ જાતના માણસોનું બનેલું લશ્કર સારા પ્રમાણમાં રાખવું જોઇએ એ વાત બરાબર છે. પણ તોપખાનાની સંપૂર્ણ સ્વાધીનતા અને ઉત્તમ પ્રકારના હાલના જમાનાના નાશનાં હથીઆરોની સુગમતા એટલી બધી છે કે લશ્કરી બુદ્ધિ તથા લશ્કરી બળને બદલે ન્યાય અને વહિવટની ઉત્તમતા ઉપર પોતાની રાજસત્તાનો આધાર માનનાર પ્રજા માટે હવે વધારે ખર્ચની જરૂર નથી. તેના અને તેના સૈનિકોના રક્ષણ માટે પુરતી સલામતી છે.

અગાઉ જણાવ્યું છે તે પ્રમાણે અનામત તેમજ તૈયાર બધું મળી અમલદારથી સૈનિકો સુદ્ધાંત ૧,૫૦,૦૦૦ માણસ કરતાં વધારે લશ્કરની જરૂર નથી. અને તે માટે રૂ. ૧૫·૫ કરોડથી વધારે ખર્ચ થવાનો નથી. પણ અહિંયાં, હિંદી અને બ્રીટીશ સૈનિકનું ચોક્કસ પ્રમાણ રાખવાથી એક સૌથી ખરાબ પરિણામ શું આવે છે તે ઉપર ધ્યાન ખેંચીશું. આ પદ્ધતિ ચાલુ રહે તો ગમે તે સ્થિતિમાં અને કોઇ પણ વખતે બ્રીટન ફાજલ પાડી શકે તેટલા માણસના પ્રમાણ કરતાં હિંદી લશ્કર વધી શકે નહિ. ફરજીઆત ધોરણ (Conscription) પ્રમાણે બ્રીટનનું કુલ લડાયક બળ ૪૦ લાખનું ગણાય. સામ્રાજ્યના બીજા ભાગોને તેનાથી ફરજીઆત ધોરણ દાખલ કરવાની ફરજ પાડી શકાય નહિ. અને તેથી વધારેમાં વધારે ૧ લાખથી વધારે માણસોને હિંદમાં નોકરી કરવા એક વખતે તે ફાજલ પાડી શકે નહિ. હિંદનું કુલ લડાયક બળ ૩ થી સાડાત્રણ કરોડ જેટલું થાય છે. હવે હિન્દી અને યુરોપીય લશ્કર વચ્ચે

**પ્રમાણનું નકી ધોરણ હોવાથી ૪ લાખ કરતાં વધારે માણસનું સૈન્ય હિન્દી સરકાર પાસે થઇ શકે નહિ—** પછી ભલે તેની ઉત્તર અને પશ્ચિમ બન્ને તરફથી દુશ્મનો એકી વખતે મળી આવે. આમ પોતા પાસે પુરતું લડાયક બળ હોય છતાં એ તેનાથી ૪ લાખથી વધી શકાય નહિ. કારણકે નિશ્ચિત પ્રમાણ પદ્ધતિ આડે આવે. આમાં એક વાત ઉમેરવી રહી જાય છે. બ્રીટનમાં જન્મ પ્રમાણ ઘટતું જાય છે ત્યારે આફતના વાદળાંઓ વચ્ચે પણ હિંદની વસ્તી વધ્યે જાય છે.

હિંદુસ્તાનની સરકારને હમેશાં આ હિંદી લશ્કરના બ્રીટીશ વિભાગ માટે નાણાંની મુશ્કેલીઓ ભોગવવી પડે છે. આ ખાતા નીચે ઇંગ્લાંડની લડાઇ ખાતાની ઓફિસને જે ખર્ચ આપવો પડે છે તેથી હિંદના નાણાપ્રકરણમાં હમેશને માટે અસ્થિરતા દાખલ થઇ છે. અને તેનો દુઃખદાયક બોજો હિંદને ઉપાડવો પડે છે, તે માટે આ પ્રમાણના કારણ સિવાય બીજું કોઇ પણ કારણ નથી. અનેક બહાના નીચે વૉર ઓફિસ દર વર્ષે રૂ. ૨૦ કરોડથી પણ વધારે ઘસડી જાય છે. હિંદી સરકાર પોતે પણ આ હદ વગરના નાણાના ધોવાણ સામે ફરીઆદ કરતી રહી છે. પણ હિંદી પ્રજા મતના બળને અભાવે વૉર ઓફિસના પંડિતો આગળ તેનું કાંઇ ચાલતું નથી. **કોઇપણ સ્વતંત્ર સંસ્થાનને આ પ્રમાણે ફાળો આપવો પડતો નથી.** આ ખર્ચથી સામ્રાજ્યને લાભ નથી અને હિંદની આર્થિક પાયમાલી થાય છે. અને ભોગજોગે એ હિંદને વડી સરકાર જોડે વાંધો પડે તો કરોડો રૂપીઆ ખર્ચ્યાં છતાં પણ આ બ્રીટીશ ભાગ તેને ઉપયોગ આવવાનો નહિ જો કે આ વિભાગની અંદર કાંઇક વધારો થયો થયો છે ત્યારે ખર્ચ લગભગ બમણું થઇ ગયું છે.

**જ્યાં સુધી આ બ્રીટીશ વિભાગની સંખ્યા તેમજ તેને અંગે થતું બેહદ ખર્ચ કમી કરવું શરૂ ન થાય ત્યાં સુધી હિંદી કુલ લશ્કરનો કોઇ પણ ઘટાડો પરિણામ શુન્ય જ રહેવાનો.**

ઉપર જણાવ્યા પ્રમાણે હિન્દને આ બ્રીટીશ લશ્કરી વિભાગથી ફાયદો થવાની પણ ખાતરી નથી.

હિન્દને સામ્રાજ્યના સંબન્ધને અંગે જરૂર ઉભી થતાં આ બ્રીટીશ લશ્કર કામ આવી શકે કે કેમ તેની ખુદ હિન્દુસ્તાનની સરકારને પણ પૂરતી શંકા છે. અનામત બેઠા લશ્કરની વાતતો પછી ક્યાં રહી ! ( જો કે પેન્શન માટે આ અનામત પાછળ લાખોનો ખર્ચ કરવો પડે છે. ) ભરતીની મોસમ શરૂ થાય ત્યારે લશ્કરની ટુકડીઓ, રેજીમેન્ટો, બેટરીઓ વગેરેને હિન્દમાં મોકલવામાં આવે છે અને છુટા થએલા, ઘવાયલા કે મરી ગએલાની જગ્યાઓ પુરાય છે. લડાઈ ખાતાની ઓફિસ એવું માને છે કે પહેલા અનામત ' first reserve ' માંથી હિન્દને ૧૧,૫૦૦ માણસો મળી શકે તેમ છે. આ વાત તો ભરતીની મોસમમાં જરૂર આવી પડે તો જ બને. મોસમ પૂરી થતાં આફત આવી પડે તો આમાંથી એક પણ માણસ મળી ન શકે. તેમજ હિંદને જરૂર પડે ત્યારે જ ઇંગ્લાંડને પણ જરૂર પડે એવું બનવું અસંભવિત નથી; અને આવે વખતે ઇંગ્લાંડ આ તૈયાર લશ્કરને હિન્દ માટે મોકલી ન શકે. છેવટ ઇંગ્લાંડમાં લોર્ડ કાર્ડવેલે 'ટુંકી નોકરીની યોજના' Short Service System દાખલ કરી તેને અંગે હિંદુસ્તાનને બીલકુલ લાભ ન થતાં ખર્ચ ઘણું વધી પડયું. ઓગણીશમી સદીની ઔદ્યોગિક ખીલવણીને લીધે અંગ્રેજ લોકોને સૈનિકના ધંધા માટેનો ભાવ ઓછો થઇ ગયો છે, અને આ સ્થિતીને લીધે ' ટુંકી નોકરી ' ની યોજના ઇંગ્લાંડમાં દાખલ કરવી પડી. હિન્દુસ્તાનમાં આવી જરૂરિયાત નથી છતાં પણ આ ફેરફાર હિન્દુસ્તાનમાં પણ વિના કારણે દાખલ કરી દીધો છે. કારણ કે બન્ને લશ્કર ભેળાં હોવાથી આમ કર્યા વગર છૂટકો હતો નહિ. આનું પ્રથમ પરિણામ એ આવ્યું કે લશ્કરની આવજાનું ખર્ચ વધી ગયું. અનામતનો અમુક ભાગ હિંદમાં રહેતો હોત તો આ બોજો કાંઇક અંશે ઓછો થાત. પણ આગળ કહી ગયા તેમ હિંદને

અનામત પાછળ પૈસા ખરચવા પડે છે, પણ જરૂરને વખતે આ અનામત તેને કામ આવવાનું નહિ. એશર કમીટી ઘણીખરી ભલામણો પરથી આ ટીકાનું સત્ય વધારે ચોકખું દેખાય છે. ઘર, ભાડું, ભથ્થું, ઘોડાનું ખર્ચ, મુસાફરી ખર્ચ, તંબુ વિગેરેનું પ્રમાણ ઘણું ઉદાર રીતે નક્કી કર્યા પછી પણ કમીટી પગારમાં એવો કાયમી વધારો સૂચવે છે કે તેથી હિંદની નાણાં સબંધી સ્થિતિ પાયમાલ થવાની. કારણકે તેમની ભલામણો પ્રમાણે કબુલ રખાયલો લશ્કર પરનો હિંદી સરકારનો કાબુ સદાને માટે હિંદી સરકારના હાથમાંથી જતો રહે. હિંદમાં નવું પ્રકરણ શરૂ થવાનું છે તે પ્રત્યે આ કમીટી પોતાની વફાદારી બતાવે છે, પણ તેમના આખા રીપોર્ટમાં છુપાએલા હેતુ દેખાઇ આવે છે.

મુશ્કેલીઓ જાણતા છતાં, પણ નીચલા સિદ્ધાન્તો કમીટીએ મુખ્ય સિદ્ધાન્તો તરીકે સ્વીકારી લીધા છે. (પૅરા ૨૦ વિભાગ ૨ જો ભાગ ૫ મો) " સ્વદેશ બહાર સંસ્થાનો કે હિંદમાં નોકરી કરતા બ્રીટીશ અમલદારને, શાહી ફરમાન 'Royal Warant' પ્રમાણે, એક સરખો પગાર મળવો જોઇએ. અને તે પગારને (અ) કહેવો. તેમાં સ્વદેશ બહાર જાય ત્યારે તેની મેળે જ ચાલુ થાય તે પ્રમાણેનું દરીઆપારનું ભથ્થું ઉમેરવું; તેને (આ) કહેવું. અને હિન્દુસ્તાનના લશ્કરમાં નોકરી કરવા જતા અમલદારને આ ઉપરાંત હિંદી ભથ્થું આપવું અને તેને (ઇ) કહેવું. આ નિયમ પ્રમાણે હિંદમાં નોકરી કરનારને (અ) વત્તા (આ) વત્તા (ઇ) જેટલો પગાર મળશે.

હિંદમાંના બ્રીટીશ તત્ત્વને લાભ આપવા ખાતર એવી ભલામણો કરી છે કે તે પ્રમાણે હિંદ બમણું દંડાવાનું. નીચેના કોઠામાં કમીશને ભલામણ કરેલો (કોન્સોલીડેટેટ) પગાર અને તે પહેલાં કેટલો પગાર મળતો હતો તે આપ્યું છે.

| હુદ્દો | બ્રીટીશ પગાર | હિંદી પગાર | નવો કરવાનો વધારો |
|---|---|---|---|
| સે. બે લેફ્ટનન્ટ | રૂ. ૪૨૫ | રૂ. ૫૨૬ | રૂ. ૫૨૫ |
| ૨ વર્ષ પછી | ૪૭૫ | ૫૭૫ | ૫૭૫ |
| લેફ ૭ વર્ષ પછી | ૫૫૦ | ૬૫૦ | ૬૫૦ |
| કેપ્ટન | ૭૫૦ | ૮૦૦ | ૮૫૦ |
| ,, ૯ વર્ષ પછી | ૭૫૦ | ૮૫૦–૯૫૦ | ૮૫૦–૯૫૦ |
| ,, ૧૫ ,, | ૮૫૦ | ૯૫૦ | ૯૫૦–૧૦૫૦ |
| મેજર | ૯૫૦ | ૧૧૦૦ | ૧૧૫૦ |
| ,, ૭ વર્ષ પછી | ૧૦૫૦ | ૧૧૫૦–૧૨૦૦, | ૧૨૫૦–૧૩૦૦ |
| લેફ. કર્નલ | ૧૨૫૦ | ૧૩૫૦–૧૪૦૦, | ૧૪૫૦–૧૫૦૦ |
| લેફ. કર્નલ (ઇન કમાન્ડ) | ૧૬૦૦ | ૧૭૫૦ | ૧૭૫૦ |

ઘોડેસ્વાર

| હુદ્દો | હિંદી પગાર | નવો કરવાનો વધારો |
|---|---|---|
| લેફ્ટનન્ટ | રૂ. ૫૦૫ | રૂ. ૫૭૫ |
| કેપ્ટન | ” ૭૮૦ | ” ૮૫૦ |
| મેજર | ” ૧૦૩૦ | ” ૧૧૫૦ |
| મેજર ૫ વર્ષ | ” ૧૧૩૦ | ” ૧૩૦૦ |
| લેફ. કર્નલ | ” ૧૬૭૦ | ” ૧૭૫૦ |

હિંદુસ્તાનમાં મળતો કુલ પગાર બ્રીટનમાં મળતા પગાર કરતાં દરેક અમલદાર માટે વધારે છે છતાં એ એશર કમીટીએ ઘણા ખરા અમલદારો માટે વધારો માગ્યો છે. આ ભલામણ કબુલ થશે તો હિંદને કાયમને માટે વર્ષો વર્ષ કરોડો રૂપીઆનો ખર્ચ વધી પડવાનો. કમીટીને પણ આ લાગ્યું હતું:—

“ હિંદુસ્તાનના લશ્કરમાં સંતોષ અને કાર્યકુશળતા જાળવવી એજ અમે મુખ્ય સિદ્ધાંત માન્યો છે, અને અમારો હેતુ સામ્રાજ્યના

બચાવ માટે 'ગમે ત્યારે તૈયાર' વફાદાર, અને સંપૂર્ણ કેળવાએલું લશ્કર હિંદુસ્તાનની સરકારને આપવાનો છે. અમે પૂરતી રીતે સમજીએ છીએ કે અત્યારનું લશ્કરી ખર્ચ લડાઇ પહેલાંના ખર્ચ કરતાં લગભગ બમણું થઇ ગયું છે, અને અમારી દરેક ભલામણ કરતી વખતે કરકસરની વાતને અત્રે પૂરતી લક્ષમાં રાખી છે. **પણ જ્યાં જ્યાં અમને ખાતરી થઈ છે કે લશ્કરમાં સંતોષ અને સુવહીવટ માટે વધારે ખર્ચ કરવાની જરૂર છે ત્યાં ત્યાં વધારે ખર્ચની ભલામણ કરવામાં પાછી પાની કરવી અમને યોગ્ય લાગી નથી."** પણ આ તેમની ભલામણો પ્રમાણે અમલ કરવામાં આવે તો ખર્ચમાં કેટલો વધારો થશે તેવો આશરો પણ ડહાપણ વાપરી આપ્યો નથી.

આમ વ્યવસ્થાની ભૂલો કોઇ રીતે આર્થિક અને રાજકીય દોષો કરતાં ઉતરતી નથી. કમ્પનીના વખતથી માંડીને અદ્યાપિ હિંદમાં લશ્કર હમેશાં લડાઇની તૈયારીના પ્રમાણમાં રાખવામાં આવ્યું છે. **સલાહ શાન્તિ વખતે રાખવાનું લશ્કરી બળનું પ્રમાણ અને લડાઇ વખતે જોઈએ તેનું પ્રમાણ અલગ કર્યાંજ નથી. એટલે** લડાઇ ન હોય અને શાન્તિ હોય તોપણ હિંદના લશ્કરના ખર્ચમાં ફેરફાર થતો નથી; અને થતો હોય તો માત્ર એટલોજ કે લડાઇ વખતે વહીવટની શિથિલતા અને ઉડાઉપણું વધારે પ્રમાણમાં કરાય. જરૂર પડયે આપણે આશરે બધાં મળી કુલ ૨,૫૦,૦૦૦ માણસો રણક્ષેત્રમાં ઉતારી શકીએ એવું છે અને આ લશ્કર માટે છેલ્લા મહાન વિગ્રહ પહેલાંના આગલે વર્ષે આપણને રૂ. ૩૦ કરોડ જેટલો ખર્ચ કરવો પડયો હતો. ફ્રાન્સ અને જરમની જેવા દેશો ટુંક સમયની પ્રથાથી થોડામાં થોડે ખર્ચે વધારેમાં વધારે લડાયક મેળવી શકે છે. **ખરૂં જોતાં હીંદને અનામત લશ્કર' (Reserves) જેવું કશું છેજ નહી.** સીમલા કમીશને છુટા થયેલા હિંદી સૈનિકોમાંથી આવું એક અનામત લશ્કર ઉભું કરવાની

ભલામણુ કરી હતી અને એવી આશા બતાવી હતી કે તેમ કરવાથી શાન્તિના વખતમાં લશ્કરી બજેટ જરાય ભય વીના ઓછું કરી શકાશે. પણ તે વખતના હિંદી નજીરે આ દરખાસ્ત નામંજુર કરી. અને જો કે અત્યારે ૧૮૮૬ માં શરૂ થએલું રેજીમેન્ટલ અનામત હજુ ચાલુ છે; પણ તે એટલું તો નજીવું છે કે તેને લીધે લશ્કરી ખર્ચમાં કોઇ પણ ઘટાડો થતો નથી. અમને તો આ અનામતના અભાવનું કારણુ પહેલેથી ચાલતો આવતો હિંદી સરકારનો હિંદ પ્રત્યેનો અવિશ્વાસજ લાગે છે. અને જ્યાં સુધી પરદેશી રાજ્યકર્તાને પોતાની સલામતીની પૂરતી ખાતરી ન થાય ત્યાં સુધી દેશરક્ષણની તૈયારીની આ સામાન્ય રીત દાખલ કરવાની તે હિંમત કરે નહિ. આવી ખાતરી આપવી કે થવી એ કુદરતી રીતેજ અશકય છે. બળવા પછી બ્રીટીશ રાજ્યની વિરૂદ્ધ એક પણ તોફાન થયું નથી. કેળવાએલો અને મુડીવાળો વર્ગ બ્રીટીશ સત્તામાંજ પોતાનું પુરેપુરૂં હિત સમાયલું સમજે છે. બંગાળાના જમીનદારો, અને ધીરધાર કરનારા મારવાડીઓ તથા આપખુદી દેશી રાજાઓ સહુ તેમના હક જાળવી રાખે તેવી મજબુત સત્તાનીજ તરફેણમાં હોય. હિંદનો સમજુ વર્ગ પણ દુનીઆના જોરદાર પ્રવાહ આગળ એકલે હાથે ઝઝૂમવામાં લાભ નથી એમ સમજતો થઇ ગયો છે. તેઓને પાશ્ચાત્ય રાજ્યપદ્ધતિના સૂત્રોમાંજ પોતાની ઉન્નતિ દેખાય છે. આ ઉપરાંત ઉપલી રાજ્યનીતિને લીધે છેલ્લા વિગ્રહમાં હિંદથી પોતાનું સ્થાયી લશ્કર આપ્યા સિવાય બીજી કુશી પણ મદદ ન થઇ શકી; આ બધી દલિલોથી પણુ હિંદ પોતાના રાજ્યકર્તામાં પોતા વિષે શ્રદ્ધા બેસાડી શકયું નથી. અને હિંદીવાનોને દેશના રક્ષણ માટે લાયક કરાવી શકયું નથી. ઘણા પ્રામાણિક અંગ્રેજો એમ માનતા હશે કે હિંદનો બ્રીટીશ અમલ હિંદનાજ લાભ માટે છે. આ બધી હિંદના લાભની વાતો, દંતકથાઓ જેવી જ છે; અને હથીઆરબંધીના કાયદા, લશ્કરી અમલદારો તરીકે હિંદીઓનો અભાવ આ વાતને ટેકો આપે છે. અત્યારે હિંદની સ્થિતિ,

પરદેશીઓ સામે ટકી ન શકે તેવી દયાજનક થઇ પડી છે. અને બ્રીટન ભવિષ્યની હિંદી પ્રજાની પોતાના વહીવટથી આશિષ કે દુવાની આશા રાખતું હોય તો તે મિથ્યા છે, આવી સ્થિતિમાં મુકાયલું હિંદ કઇ રીતે આશિષ આપી શકે ? રક્ષણ કરવાની કેળવણી નહિ મળવાથી આ સરકાર ઉથલી પડતાં હિંદ પરદેશી સામે પોતાનો બચાવ કરવા અસમર્થ છે. *

છેલ્લાં કેટલાંક વર્ષમાં હિંદી રાજ્યો લશ્કરના ખર્ચમાં ફાળો આપે એવી સૂચનાઓ કરવામાં આવી છે. કોલકરારો પ્રમાણે તેમને યોગ્ય લશ્કર રાખવાની મના કરવામાં આવી છે. એ તો દેખીતું જ છે કે તેમને હિંદુસ્તાનના લશ્કરનો પુરતો લાભ મળે છે, અને તેથી તેમને

* આ અણવિશ્વાસનો પ્રત્યક્ષ પુરાવો લશ્કરી અમલદારોની ભરતી કરવાની રીતમાંથી જણાઇ આવે છે, બળવા પહેલાં બ્રીટીશ અધિકારીઓ ઘણાખરા વહિવટી કામમાં રોકાઇ જતા. પોતાની રેજીમેન્ટ સાથે તો થોડાક જ રહેતા. ઈરેગ્યુલર રેજીમેન્ટમાં તો માત્ર ત્રણ જ બ્રીટીશ અમલદાર રહેતા; બાકીના બધા હિંદીવાનો હતા. બળવા પછી ૧૮૬૪માં ૬ ને ૭ કરવામાં આવ્યા. ૧૮૮૪-૮૫ માં બે પ્રોબેશનરો ઉમેરી વળી વધારો કરવામાં આવ્યો; લશ્કર તાજ નીચે આવ્યા પછી સમાન હકના ઢંઢેરા અને પાર્લામેન્ટના કાયદાઓ થયા છતાં એક પણ હિંદીવાન અત્યારે જોખમદારી હોદ્દા પર નથી. ( ચેની કૃત હિંદીરાજ્યનીતિ ( Indian Polity ) પ્રકરણ ૧૬ આવૃત્તિ ૧૮૯૪ ) મર્હુમ ગોખલેજીએ રાષ્ટ્રીય તેમ જ આર્થિક દષ્ટિએ આમાં ફેરફાર કરવા ઘણાએ યત્ન કર્યા. એ સ્વીકારવાનું તો બાજુએ રહ્યું; પણ ઉલટું જાણે એની ઠેકડી કરવી હોય તેમ લોર્ડ કીચનરે એવો ઠરાવ બહાર પાડયો કે મદ્રાસ ઇલાકામાંથી ભરતી કરવી નહિ.

છેલ્લા વિગ્રહને અંતે હિંદીવાનોને શાહી ફરમાનવાળા (Commissioned Ranks) હોદ્દા આપવાનું નક્કી થયું છે. આ ફેરફાર બહુ તાજેતરનો છે એટલે તેના પરિણામ વિષે કાંઇ કહી શકાય નહિ. અમે અત્યારે એટલું જ કહીશું કે આ પગલું યોગ્ય જ ભરાયું છે. પણ જ્યાં સુધી અવિશ્વાસ રહે ત્યાં સુધી કાંઇપણ લાભદાયક ફળ આવવાનું નથી એમ અમને તો ચોક્કસ લાગે છે.

ખર્ચમાં ફાળો આપવાનું કહેવામાં આવે તો કાંઇ અન્યાયવાળું ન કહેવાય. પણ આ વાતની અંદર રાજ્ય બંધારણના નિયમોની ગંભીર અગવડતા ઉપરાંત બીજી ઘણીએ મુસ્કેલીઓ નડે તેમ છે. જો ઉપલી વાત કબુલ કરાય તો તેઓ ધારાસર હિંદની જકાતની આવક તથા આયાત વેરામાં પણ ભાગ માગી શકે. વળી ખર્ચ કેવી રીતે ફાળવવો તેની પણ ખરેખરી મુસ્કેલી નડે. કેનેડાના નૌકાબળની વ્યવસ્થાને લગતી મુસ્કેલીઓ હજી દુર કરી શકાઈ નથી. એટલે ધારો કે આ બધી વાતો કબુલ થાય તો હિંદી લશ્કર તથા હિંદુસ્તાનનો નાણા વહિવટ એકમેક કરી નાંખવો જોઇએ. પણ આ ભલામણ અત્યારની રાજ્યકીય સ્થિતિએ અસંભવિત છે. ઉપરના લશ્કરી ખર્ચની વિગતમાં સ્ટોર્સખાતે કરોડો રૂપીયાનો ખર્ચ થાય છે, આ સ્ટોર્સ પુરો પાડવાનો ખર્ચ લગભગ રૂ. ૫ કરોડ જેટલો છે. આમ એક જ ખાતામાં રૂ. ૫ કરોડ વપરાય તેવાં ખાતાં માટે હિંદી સરકારને અમારી ભલામણ છે કે તેમણે મોટા પાયાપર શસ્ત્રાસ્ત્ર ( arsenals ) બનાવવાનાં કારખાનાં ઉઘાડવાં; અને આ કારખાનામાંથી બધો માલ પુરો પાડવો. વ્યાપારને ઉદ્યોગખાતાના વહિવટ નીચે આ કારખાનાનો વહિવટ રાખવો. પ્રમાણીકપણે અને પદ્ધતિ પૂર્વક આ કારખાના ચલાવાય તો ૫૦ ટકા જેટલો તુર, હકશી, લાવ જા, નફા વિગેરેમાં જ બચાવ થાય, અને આથી દેશની તિજોરી ને ઘણો મોટો છુટકારો મળશે.

## ભલામણોનો સાર

ઉપરની અમારી ટીકામાંથી નીચેના સિદ્ધાંતો લશ્કરી ખર્ચમાં સુધારો કરવા માટે તરી આવે છે.

( ૧ ) હિંદુસ્તાનનું તમામ લશ્કરી બજેટ, લશ્કર માટેનાં દેવાના વ્યાજ ખર્ચ તેમજ તે અંગે થતા વટાવ ખર્ચ સહિત હિંદી ધારાસભા આગળ દરવર્ષે રજુ થવું જોઇએ. **સ્થાયી**

**લશ્કરના કોઇપણ ભાગની વ્યવસ્થા કે ગોઠવણ, અથવા તો અનામત લશ્કર માટે, ધારાસભાની સ્પષ્ટ, કાયદેસર મંજુરી મળ્યા વગર બીલકુલ ખર્ચ ન થવો જોઇયે.** જ્યાં સુધી આ વાત અમલમાં ન મુકાય ત્યાંસુધી કાયમી અને ખરા સુધારાની આશા રાખવી ફોકટ છે.

( ૨ ) હિંદી લશ્કરનો તમામ વહિવટ એક દિવાની પ્રધાનના હાથ નીચે મુકવો જોઇયે, અને તે અમારા મત પ્રમાણે વાઇસરોયની કારોબારી સભામાંનો હિંદી સભ્ય હોવો જોઇએ. આમ થાય તોજ લશ્કરી ખર્ચની આર્થિક બાજુપર પુરતું ધ્યાન અપાવાનું. નાણાં સંબંધી બીનઅનુભવી લશ્કરી અમલદારના હાથમાં આજ પર્યંત કાર્યકુશળતાંના બ્હાના નીચે કોરે કાગળીએ વાત મુકાતી આવી છે. તેથી જ મોટી નુકશાની ઉત્પન્ન થઇ છે.

(૩) **હિંદુસ્તાનમાં રાખવાના લશ્કરના હેતુ હિંદી ધારાસભાએ ચોખા નક્કી કરી બાંધવા જોઇયે, અને કોઇ પણ પરરાજ્યોના કજીઆમાં અથવા હિંદની સરહદ બ્હારની લડાઇઓમાં હિંદી લશ્કર વાપરવાની ચોખ્ખી મનાઇ થવી જોઇયે;** જો આમ થાય તો આત્યારના ભારે હિસાબે પણ રૂ. ૧૫ કરોડના ખર્ચે ૧$\frac{1}{4}$ લાખ માણસોનું સ્થાયી લશ્કર રાખી શકાય.

(૪) **જરૂર પડયે હિંદી ધારાસભાની $\frac{3}{4}$ મતે મંજુરી મેળવ્યા વગર લશ્કરનો કોઇ પણ ભાગ હિંદની સરહદ બહાર મોકલી શકાય નહિ.**

(૫) **લશ્કરી વ્યવસ્થા કરવામાં અત્યારનો નુકશાનકારક નિયમ—[બે હિંદીએ એક યુરોપીઅન હોવો જ જોઇયે] છોડી દેવો.** લશ્કર દેશરક્ષણની જરૂરીઆત પુરતું જ રાખવું. ભરતી ઐચ્છિક ધોરણ પર કરવી, અને પગાર (Voluntary entistment) વગેરે બાબત નક્કી કરવાનીકુલ સત્તા હિંદી સરકારના હાથમાં સોંપવી.

(૬) ૧૯૧૯ માં પસાર થએલા હિંદુસ્તાનને લગતા કાયદા પ્રમાણે

**બ્રીટીશતત્ત્વ એવી રીતે ગોઠવવું કે દશ વર્ષની અંદર હિંદને ખર્ચે હિંદુસ્તાનમાં કોઇ પણ બ્રીટીશટુકડી ન રહે, હિંદમાં ન બની શકે તેવા માલ સિવાય કોઈ પણ માલ બહારથી ન લાવવો જોઇયે. આથી ખર્ચમાં વર્ષે જતે દહાડે રૂ. ૨ કરોડ જેટલો ફાયદો થશે.**

(૭) હિંદુસ્તાનના લશ્કરની વ્યવસ્થા નીચે પ્રમાણે કરવી. પહેલો ભાગ ગમે ત્યારે લડાઇમાં ઉતરી શકે તેવું, સંપૂર્ણ સજ્જ સ્થાયી લશ્કર. બીજો ભાગ નીરાળો, પણ મોટા પ્રમાણનો અનામત ભાગ. આ ભાગની ભરતી લશ્કરમાંથી છુટા થએલા માણસો તેમ જ લડાયક જાતોમાંથી કરવી. અને લશ્કરી જરૂરીઆત પડયે ૩,૫૦,૦૦૦ માણસો તાબડતોબ ઉભાં કરી શકાય, એવી સ્થિતિ રાખવી. આને અંગે કેળવણી ભથ્થું વગેરે ખર્ચ ગણતાં વધારેમાં વધારે રૂ. ૧૦ કરોડ પુરતા છે. **ત્રીજો ભાગ ૧૮ થી ૪૦ વર્ષની અંદરના તમામ માણસોને માટે બે વર્ષની ફરજીઆત લશ્કરી નોકરી હોવી જોઇયે; અને તે મુદ્દત પુરી થયા પછી દર વર્ષે પંદર દીવસ કેમ્પમાં રહ્યા આવવું જોઇયે.** આ અનામત માટે રૂ. ૫ કરોડ પુરતા છે. **એટલે તમામ વિભાગ સહિત આખા લશ્કર માટે રૂ. ૩૦ કરોડ કરતાં વધારે ખર્ચ થશે નહિ,** અને આવી રીતે તૈયાર કરેલું લશ્કર અત્યારના લશ્કર કરતાં દેશરક્ષણ માટે વધારે ઉપયોગી નિવડશે.

(૮) **હિંદીવાનોને કેળવણી આપવા માટે અને સ્થાયી લશ્કરના ઘટાડાની ખોટના બદલામાં હિંદુસ્તાનની સરકારે હિંદી દરિઆઇ બળ સ્થાપવું.** તેનો તમામ ખર્ચ રૂ. ૫ કરોડથી વધવો ન જોઇયે વહાણો વગેરે બાંધવાના ખર્ચને અનુત્પાદક દેવા ખર્ચ ખાતે ગણવો; પણ આજ **સરતે કે બાંધવાની, તૈયાર કરવાના, ભરતી કરવાની અને કાબુ રાખવાની તેમજ આ**

**ભાગને લગતા તમામ વિષયોની સત્તા હિંદી સરકારની જ કુલ અખત્યારીમાં રહેવી જોઇયે.**

**(૯) ગયા વિગ્રહ દરમ્યાન અનુત્પાદક દેવા પરત્વે કરવામાં આવેલો તમામ ખર્ચ સીધી રીતે હિંદુસ્તાનના હિતને માટેનો નહિ હોવાથી તે બ્રીટનની સરકારે મજરે આપવો,** અથવા તો તેટલું દેવું નાકબુલ કરવાની હિંદી સરકારને સત્તા આપવી. આની યોગ્ય ચર્ચા વ્યાજના ખર્ચના મથાળા નીચે થઇ ગઇ છે. (જેને માટે) જુઓ પા.

(૧૦) સસ્તે ભાવે મળી શકે તેટલા માટે **હિંદી સરકારે મોટા પાયા પર દારૂગોળાના કારખાના ઉઘાડવાં અને આ** ખાતાં વ્યાપાર અને ઉદ્યોગના ખાતા નીચે મુકવાં. તોપખાનાના કારખાનાની દેખરેખ રાખનાર સામાન્ય લશ્કરી અમલદાર કરતાં આ ખાતું વધારે ઉપયોગી રીતે પોતાનું કામ બજાવશે. આ કારખાનાં દરેક પ્રકારનો સામાન, મોટી તોપો, દારૂગોળો અને લડાઇનાં હથિયારો પુરાં પાડશે.

અમારી ભલામણો જો કબુલ કરવામાં આવે તો લશ્કરી બજેટ નીચે પ્રમાણે ગોઠવાશે.

(કરોડ રૂપીયામાં)

| **લશ્કરી બજેટ ૧૯૨૨-૨૩** | | **લશ્કરી બજેટ બે વર્ષ પછી** | |
|---|---|---|---|
| સ્થાયી લશ્કર ખર્ચ | | સ્થાયી લશ્કર | ૧૫·૦૦ |
| તૈયાર | ૪૫·૨૮ | પ્રથમ અનામત | ૧૦·૦૦ |
| અનામત | ૪·૮૫ | | |
| હોમ મીલીટરી | ૧૭·૩૫ | ટેરીટોરીયલ અનામત | ૫·૦૦ |
| દરિયાઇ (ચોખું) | ૧·૩૭ | દરિયાઇ ને હવાઇ | ૫·૦૦ |
| લશ્કરી બાંધકામો | ૪·૬૫ | | |

| | |
|---|---|
| વધારાનું વ્યાજ ૧૭·૧૪ | લશ્કરી કારખાનાં ૩·૦૦ |
| | વધારે વ્યાજ ૧·૦૦ |
| | હોમ ચાર્જીસ ૧૦·૦૦ |
| ———— | ———— |
| ૮૦·૬૪ | ૪૯·૦૦ |
| ઓછા આવક ૫·૬૪ | ઓછા આવક ૪·૦૦ |
| ———— | ———— |
| ૮૫·૦૦ | ૪૫·૦૦ |

આની અંદરના વિલાયતનું ભરણું (Home Charges) ધીમે ધીમે ઓછું થઇ બીલકુલ બંધ થવાનું; વધારાનું વ્યાજ આશરે રૂા. ૫·૦૦ કરોડ થવાનું.

## મુખ્ય સાર

જમીનનું લશ્કર, દરિયાઇ તથા હવાઇદળ, તૈયાર તેમજ અનામત, દારૂગોળો વગેરે બનાવવાનો ખર્ચ, તેમજ વધારે કિલ્લાઓ લેવાં પડેલાં નાણા ઉપરના વ્યાજનો ખર્ચ, આ બધું મળી, **આપણું સામાન્ય કુલ લશ્કરી ખર્ચ વર્ષે રૂા. ૪૫ કરોડથી વધશે નહિ. અત્યારે નૌકાસૈન્ય વિના પણ આપણું બચાવ માટેનું ખર્ચ રૂા. ૯૦ કરોડથી પણ વધે છે. ત્યારે એકલા આ ખાતામાં જ વર્ષે રૂા. ૪૫ કરોડ બલ્કે તેથી પણ વધારે કરકસર થઇ શકે તેમ છે.**

---

# પ્રકરણ ૮મું

## સામાન્ય વહિવટ

૧૯૨૨-૨૩ના બજેટમાં વહિવટનો કુલ ખર્ચ રૂ. ૯,૭૪,૬૦,૦૦૦ ધાર્યો છે. આમાંથી ઇંગ્લાંડ ખાતે પા. ૮,૨૬,૦૦૦ અને રૂ. ૮,૦૧,-૪૫,૦૦૦ હિંદ ખાતે છે, પાઉન્ડના રૂા. ૮૨,૬૧,૦૦૦ ગણતાં ઉપલો સરવાળો આવી રહે છે. ૧૯૨૧-૨૨ના બજેટ પ્રમાણે રૂા. ૧,૬૦,-૮૮,૦૦૦ અને તેજ વર્ષના સુધારેલા આંકડા પ્રમાણે રૂ. ૭૮,૪૦,૦૦૦ નો વધારો આ વર્ષમાં થયો છે.

૧૯૨૨-૨૩ના અંદાજ પત્રકનાં આંકડા મુલકી વાહવટ (Civil Administration)

૨૨. સામાન્ય વહિવટ

| | | |
|---|---|---|
| અ. | પ્રાન્તિક અને કારોબારી ખાતાંના મુખ્ય અમલદારોને | ૨૦.૪૯ |
| આ. | ધારાસભાઓ | ૮.૫૦ |
| ઇ. | સરકારી કાર્યાલય વગેરે (Secretariat etc.) | ૮૦.૩૧ |
| ઉ. | કમિશનરો | |

| | | |
|---|---|---|
| | એ. જિલ્લા વહિવટ | ૧૬.૧૪ |
| | એ. વિલાયતનો વહિવટ ખર્ચ | ૪૬.૯૧ |
| | | ૧૭૨.૩૫ |
| ૨૩. | હિસાબ અન્વેષણા (Audit) | ૮૧.૩૫ |
| ૨૪. | ન્યાય ખાતું | ૧૦.૦૨ |
| ૨૫. | જેલ વગેરે | ૪૪.૨૨ |
| ૨૬. | પોલીસ | ૮૧.૨૬ |
| ૨૭. | બંદર અને સુકાનિયત ખાતે | ૨૫.૦૮ |
| ૨૮. | ખ્રિસ્તિ ધર્મ ખાતે | ૩૨.૪૨ |
| ૨૯. | રાજકીય ખર્ચ | ૨૮૮.૯૯ |
| ૩૦. | વૈતાનિક ખર્ચ | ૧૦૮.૧૮ |
| ૩૧. | કેળવણી | ૩૨.૫૦ |
| ૩૨. | દવાદારૂ દાકતરી | ૩૦.૯૮ |
| ૩૩. | સામાજિક તંદુરસ્તી | ૧૬.૦૦ |
| ૩૪. | ખેતી | ૨૨.૬૯ |
| ૩૫. | ઉદ્યાગ | ૧.૪૪ |
| ૩૬. | હવાઇ વિમાનો ઇત્યાદિ | ૦.૪૮ |
| ૩૭. | પરચુરણ | ૨૫.૬૮ |
| | | ૯૭૪.૦૬ |

આ કુલ ૯૭૪ લાખ રૂપીયામાંથી, માત્ર ૫૧૪ લાખ રૂપીયાની બાબતમાં જ મજલસને મત આપવાનો અધિકાર છે. મજલસના અધિકારની બહારનું સૌથી મોટું ખાતું રૂ. ૨૮૯ લાખનું રાજકીય ખર્ચ ખાતું અને અંક ૨૨ અ થી એ સુધીના સામાન્ય વહીવટના રૂ. ૧૭૨.૫૫ લાખમાંથી રૂા. ૫૯.૬૮ લાખ ઉપર પણ મજલસની મંજુરીની જરૂર નથી.

વડી સરકારના ખર્ચની જ વાત કરીએ ત્યારે આ ઘણાંખરા ખાતાં પ્રાન્તિક સરકારોને સ્વાધીન હોવાથી આપણને બહુ અગત્યના નથી યોગ્ય કરકસરને માટે આ રકમ બહુ જ નાની છે એટલું જ નહિ પણ જ્યાં જ્યાં યોગ્ય તપાસ કરી કરકસર કરી શકાય તેવું છે. **ત્યાં ત્યાં તો તે રકમ ધારાસભાના અધિકાર બહાર સાચવીને મુકી રાખી છે,** કારણકે કુલ ખચમાંથી માત્ર રૂા. ૫.૧૪ કરોડ ઉપર જ ધારાસભાને સત્તા છે. દાખલા તરીકે વાઇસરોયનો પગાર ઘરખર્ચ, મુસાફરીખર્ચ વિગેરે પાછળ નીચે પ્રમાણે ખર્ચ થાય છે:—

૧૯૨૨–૨૩નું બજેટ

| ખર્ચનું નામ | મંજુરીની જરૂર | મંજુરીની જરૂર નહિ |
|---|---|---|
| વાઇસરોયનો પગાર | | ૨,૫૦,૮૦૦ |
| વાઇસરોયને ભથ્થું | ૪૦,૦૦૦ | |
| કોન્ટ્રાક્ટ બદલ | ૧૫૬,૦૦૦ | |
| વાઇસરોયના મદદનીશો તથા ગૃહસંસાર બદલ | ૩૮૪,૯૦૦ | ૮૬,૨૦૦ |
| મુસાફરીનો ખર્ચ | ૩,૬૫,૦૦૦ | |
| કારોબારી મંડળ | ૫૩,૨૦૦ | ૪,૮૦,૦૦૦ |
| ધારાસભા મંડળો | ૭,૩૮,૨૦૦ | ૧,૧૨,૦૦૦ |
| | ૧૭,૩૭,૩૦૦ | ૯,૨૯,૦૦૦ |

**હિંદની સ્થિતિને અનુકુળ અને ન્યાય પૂર્વક કેટલો પગાર હોવો જોઈએ તે મૂળ પ્રશ્ન મુકી દઈએ** તો અસરકારક ટીકા થઇ શકે તેવું આ ખર્ચની અંદર કશું નથી. એ પ્રશ્ન આમ કેટલો વખત બાજુ પર રાખી શકાય એ વિચારવાનું છે. અંગત નોકર ખર્ચ તેમજ ઘરખર્ચ વિના પણ માત્ર વાઇસરોયનું પોતાનુંજ ખર્ચ રૂ. ૮,૧૧,૦૦૦ છે આમાં અંગત ખર્ચ અને ઘર ખર્ચના રૂ. ૪,૭૧,૦૦૦ ઉમેરીએ તો રૂ. ૧૨,૬૨,૦૦૦ જેટલો વાઇસરોય પાછળ ખર્ચ કરવો પડે છે, સરસુબાની આટલી કિંમત ગણી શકાય કે? કોઇ

પણ અધિકાર પદવી કે મોભા પાછળ આટલો બધો ખર્ચ હોય ખરો ? પ્રાન્તિક ગવર્નરોની પાછળ પણ પ્રમાણમાં આવો ખર્ચ થાય છે. અમલદારોના પગારો પ્રથમ નક્કી થયા ત્યારે હિંદુસ્તાનમાં લાંચ-રૂશવત અને સટ્ટાનો પુષ્કળ ભય હતો; અને આ ભયની સામે રક્ષણ કરવા અને અધિકારીઓને બચાવવા તથા હક્ક જતો કરવા માટે તેમને કાંઇ બદલો આપવા ખાતર આવા મોટા પગારની જરૂર હતી. નોકરીઆત વર્ગને પ્રામાણિક રાખવા માટે કલાઇવથી માંડી કેનીંગ સુધી યત્ન કરનારાઓનો મોટા પગાર રાખવાનો આ હેતુ સિદ્ધ થયો છે; એમ છાતી ઠોકી અત્યારે પણ કહી શકાય કે કેમ એ વિવાદાસ્પદ વાત છે. **રાજ્યકીય ખાતામાં કામ કરનાર અધિકારીઓની કમાણી સંબંધી ઘણી અપ્રિય લોકવાયકા ચાલે છે.** લડાઇ દરમ્યાન અંકુશ ખાતામાં કામ કરનારાઓની, દેશી રાજ્યમાં રહેલાની, અને રાજ્યના કમાણી કરતાં ખાતાંમાં રહેતા ઘણા ખરા વિષે બહાર બહુ સારી વાતો સંભળાતી નથી. અને જ્યાં **સુધી સરકાર નિવૃત્ત થતા અધિકારીઓની પોતાના નામ પરની મિલ્કત તેમજ તેમના નજીકના સગાની મિલ્કત સંબંધી પુરતી તપાસ કરે નહિ ત્યાં સુધી આ વાતો પ્રજા ખોટી માનતી થવાની નથી.** આ ઉડતી વાતોને અસત્ય માનીએ; છતાં પણ **જાહેર નોકરોને વખાણી તેમની પવિત્રતાને એટલી ટોચે ચડાવી છે કે ગમે તેટલા વધારાના માટે તેઓ લાયકજ છે અને તેમાં ઘટાડાનું સારૂં પરિણામ નહિ આવે એવું સમજાવવા પ્રયત્ન થતો હોય એવી શંકા પડે છે.** અજાણ્યા કે પરાયા લોક વચ્ચે, સગાંવ્હાલાંથી દુર રહી ભોગ આપવાને બ્હાને પગારમાં બીજી રીતે જે વધારો અપાય છે તે સંબધે પણ આજ ટીકા છે. આ હકીકત વ્યાજબી હોય તો આ કારણમાં **અંગ્રેજોનો પોતાનોજ દોષ છે કે તેઓ હિંદને પોતાનું ઘર બનાવી શકતા નથી.** અત્યારની રાજ્યકર્તી સત્તા, આવી સરળ વાત સમજી, અજાણ્યા દેશમાં કામ કરવા બદલ અપાતો વધારો

બંધ કરે એમ અત્યારે અમને જરાપણ સંભવિત લાગતું નથી. આ સત્તાને પણ આટલી વાત તો કબુલ કરવી પડશે કે વ્યવહારના સાધનોની સગવડતા અને સ્હેલાઇથી જોઇએ ત્યારે મળતી રજાથી, હિંદુસ્તાનની નોકરી હવે આકરી ગણાવા જેવી રહી નથી; અને **તેટલા પ્રમાણમાં પગાર ઘટાડવો જોઇએ. માણસ સુખેથી રહી શકે તે ઉપર અથવા ઉત્તમ પ્રકારની કુશળતા ઉપર પગારનું બંધારણ હોવું જોઇએ. ઉપલા વર્ગના અધિકારીઓને યોગ્ય જરૂરીઆત ને એશઆરામ માટે જોઇએ તે કરતાં ઘણો વધારે પગાર અપાય છે.** રૂ. ૫૦૦ ઉપર ૫ ટકાથી માંડી રૂ. ૫૦,૦૦૦ ઉપર ૫૦ ટકા સુધી ઘટાડો કરી શકાય તેમ છે. વાઇસરોય તથા ગવર્નરોને અનુક્રમે રૂ. ૧,૫૦,૦૦૦ તથા રૂ. ૧ લાખથી વધારે પગાર ન અપાય તો આજ ખાતામાંથી **વર્ષ દહાડે રૂ. ૫ કરોડ જેટલો બચાવ થાય.** આ બચેલા રૂપીઆ કારકુન અને નીચલા વર્ગના નોકરોનો પગાર વધારવામાં વપરાય તો સરકારી દરેક નોકર સુખ શાંન્તિથી રહી શકે એટલો પગાર આપવા માટે આખી દુનીઆમાં હિન્દી સરકારનું નામ રહી જવાનું. કુશળતા આંખે દેખી શકાય એવી વસ્તુ નથી; અને તેથી આવા અચોક્કસ માપથી ધરેડ પ્રમાણે ચાલતાં ખાતાઓના પગારનું માપ કાઢી શકાય તેવું નથી. આવાં ખાતાંમાં નથી હિંમતની જરૂર કે વિશાળ વિચાર કરી શકે તેવી બુદ્ધિની જરૂર. હિંદુસ્તાનના નોકરીઆતો તો પોતાને દૈવી શક્તિવાળા માને છે. આગળના સડો પેઠેલા જમાના કરતાં—અથવા તો અંધેર ચલાવતાં દેશી રાજ્યોના ખાતાં કરતાં—અલબત્ત હિંદુસ્તાનનો બ્રીટીશ નોકરીઆત વર્ગ ચડીઆતો છે. **પણ બહારની દુનીઆની—ફ્રાન્સ, જર્મની કે ખુદ બ્રીટનની—સાથે સરખાવતાં તો હિંદુસ્તાનનો વર્ગ કશી વિસાતમાં નથી.** તેઓના કામ ઘણાખરાં તો નકારાત્મક કે ચાલતી રીતને વળગી રહેવામાંજ સમાયલાં છે. અને જ્યાં જ્યાં નવાં કામો કર્યાં—દાખલા તરીકે તાર, ટપાલ, જંગ-

લખાતું, નહેર, રેલ્વે વિગેરેમાં—આગળ વધતા દેશો સાથે સરખામણીમાં તેઓ ટકી શકે તેવાં નથી. દર વખત કુશળતાને આગળ ધરી પગારમાં ઉમેરા કર્યા છે. **પણ સાધારણ રીતે તો નાલાયક ઠરેલાઓનેજ આ વધારાનો ખાસ લાભ મળ્યો છે.** આ રીત પ્રમાણે મથાળે નાલાયક માણસો ભરાયા છે. અને આ લોકો ન ખસે ત્યાં સુધી સુધારાનો કોઇ પણ સંભવ રહ્યોજ નથી. માટે કરકસરની જરૂર પુરી પાડવા માટે પ્રથમ તો પગલાં પાછાં ભરવાંજ જોઇએ અને આ ભુતના ભડકા જેવી "કાર્ય કુશળતા"ની મિથ્યા ભ્રમણા પડતી મુકી **છેલ્લા વીશ વર્ષમાં રૂ. ૫૦૦ થી વધારેના પગારમાં જે સુધારા થયા છે તે બધા રદ કરવા જોઇએ.**

આ બધા કરકસરના પ્રશ્નોમાં **ગમે તેવો કુશળ નોકરશાહી વર્ગ પણ સ્વરાજ્યની ગરજ કદી સારી શકે કે કેમ એ મહાન પ્રશ્નની વાત કરી નથી.** અમે તો તેની ના જ પાડીએ છીએ. ભુતકાળમાં આ કુશળતાની પાછળ હિંદુસ્તાનની સરકારે કરોડો રૂપીઆનો ખર્ચ કર્યો છે; અને છતાં ધાર્યું પરિણામ-કુશળતા આવી નથી. આ બધા ફેરફારને લીધે પરચુરણ ખર્ચ પુષ્કળ વધી પડ્યું છે. બધા પ્રાન્તોની ગણત્રી કરીએ તો આ રકમ રૂ. ૧૨ કરોડથી પણ વધી જાય તેમ છે. ૧૯૨૦-૨૧ ના બજેટમાં સદર ખાતાંમાં પગાર વિગેરે પાછળ થતા રૂ. ૪૪·૮૮ કરોડના ખર્ચમાં રૂ. ૧૨·૪૧ કરોડ જેટલો વધારો કરવામાં આવ્યો છે. આ આંકડામાં રૂ. ૪૩,૪૭,૩૧,૦૦૦ અને પાઉન્ડ ૧૪,૫૮,૨૦૦ અને રૂ. ૮,૭૬,૯૩,૦૦૦ પાઉન્ડ ૩૬,૪૭,૯૦૦ રકમોનો સમાવેશ થાય છે. તેથી કુલ. રૂ. ૫૭·૨૯ કરોડ નહિ પણ રૂ. ૫૯.૯૩ કરોડ થઇ **એટલે રૂ. ૬૦ કરોડ જેટલો થયો છે. હિંદુસ્તાનમાં સમગ્ર મુલકી વહીવટ પાછળનો ખર્ચ** આ સાલનો ચોખો આંકડો હજી બહાર આવ્યો નથી તે રકમ રૂ. ૧૫ કરોડની ધારીએ તો કંઇ પણ વળતર વગરની આ તમામ રકમ હિંદુસ્તાનને ગળે તોક છે. આ ભાર જેટલો બને તેટલો, અને તેટ-

લીજ ત્વરાથી ઓછો કરવો જોઈએ. ૧૯૨૦-૨૧માં વિલાયતના ભરણાની કુલ રકમ રૂ. ૪૭·૫ કરોડ આવી. આ વર્ષમાં આ પ્રમાણે રકમ રૂ. ૫૦ કરોડ કરતાં ઓછી નહિંજ થાય. ૧૯૧૩-૧૪ માં આ રકમ લગભગ રૂ. ૩૦ કરોડ હતી; અને ૯ વર્ષમાં ૬૬ ટકા વધી. આ તમામ ખર્ચ નેક જેવો ન ગણીએ એની અંદર લાવેલા માલની કિંમત બરાબર મળી રહી ગણી, તેમજ ઉત્પાદક ખાતાની મુડીના વ્યાજખર્ચ પણ બાદ કરીએ તોપણ **આ વિલાયતના ભરણાની નોંધ રૂ. ૨૦ કરોડથી ઓછી તો ન જ થાય. આ ખર્ચના બદલામાં હિંદને કશું પણ મળતું નથી.** આપણી શક્તિ અનુસાર દરેક ઉપાય યોજી આ ખર્ચમાં ઘટાડો તન ને મન વાપરી કરવો જોઇએ. આ હેતુ બર લાવવાનો એકજ ઉપાય છે: અને તે એજ છે કે હિંદુસ્તાનમાં દરેક વહિવટી, લશ્કરી વિગેરે તમામ ખાતાં હિંદીમય કરી નાખવાં. અત્યારના નોકરોને બરજી-આત નિવૃત્ત કરવા બદલ ખર્ચ થશે તે પણ છેવટે પ્રમાણમાં સોંઘો પડશે. પણ આ નિરર્થક ખર્ચાળ બ્હાનાંને તો જેમ બને તેમ વ્હેલા દુર કરવામાંજ ફાયદો છે. દેશની પ્રગતિમાં વિઘ્ન નાખવાં એજ અત્યારે આ લોકોનો ધંધો છે. નિવૃત્ત થવાની વાત ઉપાડી હોવા છતાં પણ બીજે આવી સરસ નોકરી કોઇ આપતું નહિ હોવાથીજ તેઓ આ નોકરીને વળગી રહ્યા છે. આર્થિક કારણો કરતાં વધારે રાજ્યકીય કારણો ઉપર અમે એવી ભલામણ કરીએ છીએ કે રાજાથી માંડી છેક નાનામાં નાના નોકર સુધી દરેકને હિંદની પ્રજાની સરકારને વફાદાર રહેવાના સોગન લેવડાવવા જોઇએ, અને અંદરખાનેથી દેશ-દ્રોહીઓ બનતા અટકાવવા જોઇએ.

અમારી ભલામણ પ્રમાણે સદર વહિવટી ખર્ચના રૂ. ૧૫ કરોડમાંથી રૂ. ૧૫ કરોડની કરકસર કરવી. અને સાથે અમારી ભલામણ

છે કે આ બચતની રકમ નાના પગારના (રૂ. ૧૦૦ ને તેથી ઓછી) નોકરીઆતોને રાહત આપવામાં ખરચવી.

સંભવિત છે કે અમારી ભલામણોનો ખોટો અર્થ કરવામાં આવે. રાજ્યે એક આદર્શ માન્ય કરવો જોઇએ કે શેઠ તરીકે પોતાના વૃદ્ધ નોકરોને વૃદ્ધાવસ્થાનું સાધન આપવું. **અને અમારી ભલામણનો અર્થ રજાનો ખર્ચ કે પેન્શનોનો ખર્ચ કાઢી નાખવાનો બીલકુલ છેજ નહિ.** પણ જ્યાં સુધી હિંદુસ્તાનની નોકરીમાં પરદેશીઓનું પ્રમાણ વધારે છે ત્યાં સુધી આ ઘસારો અટકાવી શકાય તેમ નથી; તેમજ હિંદુસ્તાનને અનુકુળ ધારાધોરણ કરી શકાય તેવું નથી. આ નોકરીઆત પોતાનો 'કાયમ સ્વાર્થ' અથવા 'લોખંડી ચોકઠું' 'લોખંડથી ઉભું કર્યું છે. ( આ શબ્દો મી. લોઇડ જ્યોર્જના છે. ) અને કરકસરની દરેક યોજના આ સ્થિતિ આગળ પડી ભાંગે છે. અને તેમના આ દરેક કાર્યમાં બ્રીટનની સરકારનો તેમને પુરતો ટેકો છે. આમ થવાથી હિંદુસ્તાનને નુકશાન ખમવું પડે છે અને ઇંગ્લાંડ અને હિંદ વચ્ચે કડવાશનું કારણ મજબુત થતું જાય છે. માટે જરૂરનું છે કે આ કજીઆનું મુળ, **દરેક નોકરી હિંદીમય કરી અને તેટલી ત્વરાથી દુર કરવું** અને બન્ને વચ્ચે અંતર પડતું અટકાવવું. આ ખર્ચથી હિંદનું નાણું બહાર વહી જઈ જે ખાડ પડે છે તે હજુ ગણત્રી બહાર છે. અમે ધ્યાનમાં લાવતા નથી. **પ્રમાણમાં અમારૂં દેશનું ધન ઓછું થતું જાય અમારા ઉદ્યોગો મુડી વગર કરમાઈ જાય છે; અમારી નાણાની ગોઠવણ અમારી દેશની આર્થિક સ્થિતિ પ્રમાણે નહી પણ ઇંગ્લાંડનો લાગો કેટલી સ્હેલાઇથી આપી શકાય તે નિયમ પ્રમાણે કરવી પડે** છે. નૈતિક, આર્થિક; કે નાણા વિષયક દરેક બાજુએથી જોતાં આ લાગો વેળાસર બંધ થવો જોઇએ.

વાઇસરોય, ગવર્નરો સેનાપતિઓ વિગેરેના પગારમાં મોભો, તે પદવી જાળવવાની વાત કરવામાં આવે છે. અમેરિકાનો પ્રમુખ આ

કોઇ પણ પદવીધારી કરતાં ઓછો મોભો ધરાવતો નથી. અને તેની સત્તા આ લોકો કરતાં હજાર ગણી વધારે છે. છતાં વાઇસરોયના ⅛ પગાર પર તે સ્હેલાઇથી પોતાની ફરજ અદા કરી શકે છે. અધિકારનો ખરો મોભો તો પ્રજાની પ્રીતિમાં રહેલો છે. **અને પ્રજાનો વૈભવ એજ તેમનો ખરો વૈભવ છે.** પૈસાના માપથી આની કિંમત ન જ ગણાય. એમ માનવું એજ તેમને માટે અપમાનકારક છે. **અમારી રૂ. ૫૭,૦૦૦ ઉપર ૫૦ ટકા ઘટાડવાની દરખાસ્તને મોભો કે પદવી સાથે કશો સંબંધ છેજ નહિ;** માત્ર આર્થિક અગવડતાને પહોંચી વળવાનોજ આ દરખાસ્તોનો હેતુ છે. આ પ્રમાણેના આત્મભોગની સામાન્ય વર્ગ પર નૈતિક અસર કેટલી બધી થાય તેની ગણત્રી થાય એમ નથી.

આજ વાત કારોબારી સભ્યો અને પ્રધાનોને પ્રમાણમાં લાગુ પડે છે. આ જગ્યાઓને લીધે હિંદી તેમજ પ્રાન્તિક ખાતાંમાં નકામા ખર્ચમાં વધારો કરવા પડે છે ને પૈસા બરબાદ થાય છે. વાઇસરોયની સભાને હવે સામાન્ય મંત્રીઓની જરૂર રહી નથી. સ્વદેશ, કેળવણી, આવક અને ખેતીખાતાંનો વહીવટ પ્રાન્તિક સરકારને હસ્તક જવાથી તેઓ હવે નિરુપયોગી છે. થોડો ઘણો ભાગ બાકી રહ્યો હોય તે બાકીનાં ખાતાંઓમાં અંદર અંદર વ્હેંચી નાખી શકાય તેમ છે. આથી વર્ષે દહાડે લાખો રૂપીઆ ઉગરશે. **પણ એની ખરી અસર તો પ્રજાના મન પર માનસિક અસર થશે તેમાં જણાશે.**

મુસાફરી ભથ્થા આગળ બીજા પ્રસંગે વાત આવી ગઇ છે. નાના અમલદારના ભથ્થાથી માંડી મોટા ગવર્નરો સુધીના મુસાફરી ખર્ચ સુદ્ધાં આ મુસાફરી ભથ્થું એક સડોજ છે. એને મારી મચડીને સરકારી નોકરો વધારાની આવકનું સાધન કરી મૂકે છે. **મુસાફરી ખર્ચ પેટે બધા મળી રૂ. ૫ કરોડ ખર્ચાય છે, તેમાંથી રૂ. ૨ કરોડ જેટલા ફરતા અમલદારને બક્ષિસ રૂપજ છે. આપણી રેલ્વે રાજ્ય હસ્તક હોવાથી આ ખર્ચમાં પ્રત્યેક મુસાફરી માટે**

અમલદારને પરવાનો આપ્યો હોય તો આપણને સારી રીતે બચાવ થઇ શકે તેમ છે.

અમારા આંકડામાં થોડે ઘણે અંશે પ્રાન્તિક તેમજ વડી સરકાર આવી જાય છે. પગાર ઓફિસ, ભથ્થાં, પેન્શન વગેરે મળી સદર વહીવટ પાછળ રૂ. ૭૦ કરોડ ખર્ચાય છે. આની અંદર નીચે પ્રમાણે રૂ. ૭ કરોડની કરકસર કરવી જોઇએ અને તે બની શકે તેમ છે.

| | રૂા. |
|---|---|
| પગાર | ૩ કરોડ |
| મુસાફરી અને ભથ્થું | ૨ |
| પરચુરણ ખર્ચ | ૨ |
| કુલ | ૭ કરોડ |

છેવટ અમે નાણાવટાવખાતાની વાત કરીશું. ૧૯૨૨-૨૩ના બજેટમાં આ ખાતે રૂ. ૯,૯૫,૫૦,૦૦૦ની ખોટ ધારી છે. છેલ્લાં પાંચ વર્ષનો વટાવનો હિસાબ નીચે પ્રમાણે છે:

| | વર્ષ | નફો | ખોટ |
|---|---|---|---|
| | ૧૯૧૮-૧૯ | ૭,૨૫,૧૬,૧૭૭ | |
| | ૧૯૧૯-૨૦ | | |
| | ૧૯૨૦-૨૧ | | ૩,૨૩,૩૯,૫૨૬ |
| (સુધારેલા આંકડા) | ૧૯૨૧-૨૨ | | ૮,૪૯,૯૨,૦૦૦ |
| (અડસટ્ટો) | ૧૯૨૨-૨૩ | | ૯,૯૫,૫૦,૦૦૦ |
| | | ૭,૨૫,૧૬,૧૭૭ | ૨૧,૬૮,૮૧,૫૨૬ |

જુમલે ખોટ: ૧૪,૪૩,૬૫,૩૪૯

વટાવ (Exchange) અચોક્કસ થયો ત્યારથી આટલી ખોટ તો હિંદુસ્તાનની સરકારને ચોપડે ચઢી છે. ખરી ખોટ તો આથી પણ વધારે છે. ૧૯૨૧-૨૨ માં તો રૂ. ૩·૨૩ કરોડની ખોટ આંકી હતી ત્યારે ખરી ખોટ રૂ. ૮·૩૦ કરોડની આવી. આ પ્રમાણે ચાલુ સાલનો

હિસાબ ગણીએ તો ખોટ ઘણી વધી જાય. આ રૂ. ૧૪·૪૩ કરોડની ખોટ ગણવા ઉપરાંત નીચેની વસ્તુઓ ઉમેરવાની છે.

(૧) ઉપરની રકમ તો સરકારી ખર્ચમાં ચોખ્ખી નોંધાયલી ખોટની છે. વ્યાપારી ખાતાંઓ વ્યાજ, સ્ટોર્સ, વગેરે પાછળની ખોટનો આમાં હિસાબ ગણ્યો નથી. "ઉપજ ખાતા નીચે આવતી વ્યાપારી ખાતાની વટાવ ખોટને વ્યાપારી ખાતાંના મથાળા નીચે, અને પ્રાન્તિક સરકારના કામને અંગે થતી ખોટ તે સરકારને નામે ઉધરાય છે." માત્ર ઉપજના ખાતા નીચે જે ખોટ કે હાંસલ થાય છે તેનો જ હિસાબ આ 'વટાવ' ખાતાંમાં લેવામાં આવે છે. એ બધાનો સરવાળો કરાવામાં આવે તો રકમ કરોડો રૂપીઆની થાય.

(૨) ૧૮૭૨–૭૩થી તે હિન્દુસ્તાનની ટંકશાળો કૃત્રિમ ઉપાય તરીકે બંધ કરી ત્યાંથી કરી ૧૯૧૮–૧૯ સુધીમાં વટાવખાતે આપણને રૂા. ૧૯·૧૮ની ખોટ ગઇ છે. એટલે કુલ ચોખ્ખી ખોટ. રૂા. ૧૯·૧૮ કરોડ વત્તા રૂા. ૧૪·૧૮ કરોડ રૂપીઆ એટલે કે રૂા. ૩૩·૬૧ કરોડની ગણાય.

(૩) હિન્દુસ્તાનું ચલણ રૂપીઓ કિંમતમાં ઉતરી ગયો તેથી પણ પાર વગરનું નુકશાન ગયું છે. કારણકે ટંકશાળ કૃત્રિમ રીતે બંધ કરવાથી રૂપીઆની પાઉન્ડમાં કિંમત વધી. મર્હુમ ગોખલેજીએ વારંવાર ધારાસભા સમક્ષ કરઝનના જમાનામાં પ્રજાને થતી આ મોટી ખોટની દલીલ કરી હતી; અને જણાવ્યું હતું કે સરકારી ખર્ચમાં હર વખત ઉભરાતી બચત તે ખરી બચત નથી, પણ પ્રજા પાસેથી આડકતરી રીતે લેવાતો વધારાનો કર છે. પણ એમને આશા હતી, વિશ્વાસ હતો કે સરકાર પોતાનું વચન પ્રામાણિકપણે પાળશે, અને આમ કૃત્રિમ કિંમત વધારતી વખતે જે વચન અપાયું હતું તે છળકપટથી ઉરાડી દેશે નહિ એમ તેઓ ધારતા હતા.

તેઓ ભાગ્યશાળી કે તેઓ ૧૯૧૬નો વિશ્વાસ ભંગ કે ૧૯૨૦નો રીવર્સ કાઉન્સીલનો વિશ્વાસઘાત જોવાનો અવસર તેમને આવ્યો નહિ. પણ જેઓએ આ જોયું છે અને સહન કર્યું છે તેમને મન તો સરકારની

કઠોરતા રગેરગ બેસી ગઇ છે. અત્યારે સરકારની હાલત, **આજની આજ, કાલની રામ જાણે,** એવી થઇ પડી છે. કરોડો રૂપીઆની રકમો ઉચક રખાય છે; અને આમ ઉચક રાખવાનાં કેવાં માઠાં પરીણામ આવશે તેનો અગમ બુદ્ધિ વાપરી વિચાર કરવો છોડી દીધો છે.

જ્યાં રૂા. ૨૦૦ કરોડની આવકમાંથી રૂા. ૨૩ કરોડની રકમ ઉચક ખાતે લખાય તેવા દેશની સ્થિતિ નાણાસંબંધી સદ્ધર કેવી રીતે ગણાય?

(૪) કહેવાતા શાસ્ત્રીય ધોરણે રચાયલા સોના ચલણ (Gold Exchange Standard) ખાતે અનામત (ગોલ્ડ-સ્ટાન્ડર્ડ રિઝર્વ) ફંડથી હિંદને વેપાર ઉદ્યોગમાં જે ખોટ ગઇ છે તે મપાય નહિ તેટલી છે. આ વર્ણસંકર ફંડને ચાલુ રાખવા હિંદની બહાર કરોડો રૂપીઆનું રોકડ અનામત રાખવું પડે છે. આ રોકડ અનામત, પ્રજા આગળથી જરૂર કરતાં વધારે કર નાખી ઉભું કર્યું છે. અને તે વિનાકારણ જોઇયે તે કરતાં વધારે જમા કરી રાખ્યું છે. આ વાતનાં આર્થિક ખાસ કારણો એક બાજુએ મુકીએ તોપણ આટલું તો ભુલી શકાય તેમ નથી કે આ ગોઠવણને લીધે નાણાંભીડને વખતે પ્રજાને નાણાં મળી શકતાં નથી. લડાઇ વખતે બધું મળી પાઉન્ડ ૫ કરોડનું રોકડ અનામત હતું, અને તે ઉપર વ્યાજ બીલકુલ નહિ કે માત્ર નામનું જ મળતું હતું. આફતને પુરેપુરો રંગ આપવા, આવે વખતે સરકાર પોતે ત્રણ ચાર ગણે દરે નાણાં ઉછીનાં લેતી હતી. છેલ્લાં વર્ષોમાં આ સ્થિતિ કંઇક અંશે સુધારવા યોગ્ય પ્રયત્ન કરવામાં આવ્યા છે એ વાત અમે આ જગ્યાએ જણાવવી યોગ્ય ધારીએ છીએ. પણઃ—

**જ્યાં સુધી પ્રામાણિકપણે સોનાનું ચલણ દાખલ કરવામાં ન આવે, સોનાના સીકકા પાડવા માટે ટંકશાળ જાહેરને માટે ખુલ્લી ન મુકાય. અને આપણું અનામત ખર્ચાળ ચલણનો બચાવ કરવા માટે આપણી બેંકો પાસે ઘટતી અનામત રહે તેના યોગ્ય રસ્તા ન ઘડાય, ત્યાં સુધી આ વટાવ** (Exchange)**ની મુશ્કેલીઓ હમેશને માટે દુર થવાની નથી.**

# પ્રકરણ ૯મું

## ઉપસંહાર

અમારી બધી ભલામણો અમલમાં મુકાય તો આજની સ્થિતિમાં નીચે દર્શાવ્યા જેટલો મોટો તફાવત પડે.

(આંકડા કરોડ રૂપીઆમાં)

| આવકનું મથાળું | હાલનું બજેટ | ભલામણ પ્રમાણે | ખર્ચની બાબતો | હાલનું બજેટ ૧૯૨૨–૨૩ | ભલામણ પ્રમાણે |
|---|---|---|---|---|---|
| જકાત | ૪૫.૮૧ | ૩૫·૦૦ | સાધા માગણા | ૫·૫૩ | ૫·૫૦ |
| આવક વેરો | | | રેલ્વે વ્યાજ | ૧૬·૬૯ | ૨૦·૦૦ |
| (ઇન્કમ–ટેક્સ) | ૨૨·૧૧ | ૨૦·૦૦ | એન્યુઇટીઝ | ૫·૦૩ | ૫·૫૦ |
| સામાન્ય | | | કંપનીઓને | | |
| ખાસ | ... | ૧૮·૦૦ | વ્યાજ | ૩·૩૬ | ૫·૦૦ |
| ખાસ લેવી | ... | ૪·૪૦ | ,, ડુબતું ફંડ | ૦·૪૫ | ૪·૫૦ |
| ફરજીઆત | | ૮·૦૦ | ,, ઘસારો | × | ૧૫·૦૦ |
| ફંડ ખાતે | ... | | ,, પરચુરણ | ૦·૪૩ | ... |
| મીઠું | ૬·૮૬ | ૫·૦૦ | નહેર | ૦·૧૦ | ૦·૦૦ |
| અફીણ | ૩·૦૯ | ૩·૦૦ | પોસ્ટ ને ટેલીગ્રાફ | ૦·૯૭ | ૦·૦૦ |
| ખંડણી | ૦·૮૮ | ૦·૮૮ | દેવું | ૧૫·૨૦ | ૨૦·૦૦ |
| પરચુરણ | ૧·૪૭ | ૧·૫૦ | મુલકી ખર્ચ | ૯·૭૪ | ૭·૦૦ |
| રેલ્વે નહેર | ૩૧·૧૭ | ૩૫·૦૦ | | | |
| ટપાલ (ચોખી) | ૧·૭૫ | ૫·૦૦ | વટાવ | ૧૦·૮૧ | ૦·૦૦ |
| વ્યાજ | ૦·૮૪ | ૦·૮૪ | બાંધકામ ઇ૦ | ૧·૬૧ | ૨·૦૦ |
| ખાતાંઓની | ૦·૮૬ | ૦·૮૬ | પરચુરણ | ૪·૦૬ | ૫·૦૦ |
| ટંકશાળ વગેરે | ૩·૨૨ | ૦·૦૦ | લશ્કરી ખર્ચ | ૬૭·૭૨ | ૪૫·૦૦ |
| પરચુરણ | ૦·૭૭ | ૦·૭૭ | | | |
| લશ્કર | ૫·૫૪ | ૩·૪૦ | પ્રાન્તિક ફાળો | ૦·૬૩ | ૦·૦૦ |
| પ્રાન્તિક ફાળો | ૯·૨૦ | ... | | | |
| સરવાળો | ૧૩૩·૨૨ | ૧૪૨·૨૫ | સરવાળો | ૧૪૨·૩૯ | ૧૩૪·૫૦ |

સરળતા ખાતર એમ કહેવાય કે આજની ખરી આવક રૂ. ૧૨૦ કરોડ જેટલી ગણાય જ્યારે ખર્ચ રૂ. ૧૫૦ કરોડ જેટલો ગણાય. અમારી ભલામણ મુજબ પ્રાન્તિક ફાળો બાજુએ રાખતાં, પણ કુલ આવક રૂ. ૧૪૨ કરોડ જેટલી આવશે અને ખર્ચ રૂ. ૧૩૪ જેટલો થશે. એટલે ખાસ કરીને અવાજ વગરના સૌથી ગરીબ રૈયતવાળી ખેડૂતવર્ગના કરમાં આ બચતથી ઘટાડો કરી રાહત આપી શકાશે. એ લોકોને રાહતની ખરેખરી જરૂર છે. સરકારી ખાતાંના નીચલા વર્ગની સ્થતિ સુધારવા માટે અમે આગળ ઘણી વખત કહી ચુક્યા છીએ જ. આ વધારા તેમને ક્યારનાએ આપવાની જરૂર હતી. ખરેખરા લોકોપયોગી કશો વધારો કરવા બાબત અહિં ભલામણ કે વિચાર થઇ શકે તેમ નથી, કારણ આ બધાં ખાતાં પ્રાન્તિક સરકાર હસ્તક છે અને અત્યારે વડી સરકારને લગતી જ અમારી ભલામણ છે. અમે ખાત્રીપૂર્વક માનીયે છીયે કે આ ખાતાંઓમાં કઠ્ઠાપણ વાપરી ખર્ચનો યોગ્ય વધારો કરાવાથી પ્રજાને લાભ કરી શકાય તેમ છે. તેમજ અમારી ભલામણ પ્રમાણે બચતી રકમ પ્રાન્તિક સરકાર હસ્તક મુકવાથી ફાયદો થશે જ એમ અમારૂં માનવું છે. અત્યારની કમીટીની સત્તા પ્રમાણે કરમાં ઘટાડો સુચવવા ઉપરાંત અમારાથી બીજી ભલામણો કરી શકાય તેવું નથી. પણ જાણ્યે અજાણ્યે આ રાહત અત્યારે કરમાંથી બચી જતા વર્ગો ન લઇ જાય તે માટે અમારી ખાસ ભલામણ છે કે ઉપરની સુચના પ્રમાણે કર વેરાની નવીન ગોઠવણ કરવાથી જ આર્થિક દૃષ્ટિએ ખરો ને પુરેપુરો લાભ પ્રજા મેળવી શકશે. અને આ પ્રમાણે કરકસરથી બચત વધે ત્યારે તેનો સૌથી પહેલો લાભ રૈયતવારી મહેસુલ ભરનાર વર્ગને આપવામાં આવશે એવી આશા છે. આ લોકો જમીનવેરો ન્યાયખાતાની ફીઓ, આબકારી, જકાતદાણુ, રેલ્વેના દર, પાણીના દર, જંગલના દર, ટપાલખાતાનો બોજો વગેરે પોતાના ગજા ઉપરાંત ભાર ખમી રહ્યાં છે. અને રાજ્યની ફરજ છે કે દરેકને યોગ્ય ન્યાય

મળવો જોઇએ. કુલ સંભવિત બચત રૂ. ૮ કરોડ જેટલી રકમ રૈયત-વારી પ્રાન્તોમાં ખેતીનો કર ઓછો કરવા પાછળ ખર્ચાય, તો આ કામ તે પ્રજાને એક મહાન આશીર્વાદરૂપ થઇ પડશે એટલું જ નહિ, પણ આ આશરો મેળવતાં પ્રજાની કર ભરવાની શકિત વધી સમગ્ર પ્રજાને પુરતો લાભ થશે. આ કરતાં કરકસરનો લાભ ઉઠાવવાનો બીજો સારો શો માર્ગ હોઇ કે?

---

# ગૂજરાત વિદ્યાપીઠનાં પ્રકાશનો

---

## મહાવિદ્યાલયો માટે

**પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા**—લે. શ્રી. રામનારાયણ વિ. પાઠક, અધ્યાપક ગૂજરાત મહાવિદ્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨-૦-૦

**સંપત્તિશાસ્ત્ર**—અ. ભાટેના મૂળ મરાઠી પુસ્તકના આધારે ફેરફાર સાથે. મૂલ્ય, ભાગ ૧ ના ૦-૩-૦, ભા. ૨ ના ૦-૮-૦, ભા. ૩-૪ ના ૧-૪-૦.

**Poetical Selections** for the First Year Examination 0-8-0. સંગ્રહ કર્તા: બાપુરાવ ગ. ઠાકોર, ખાનચંદ પે. સિપાહીમલાની, વાલજી ગો. દેસાઇ.

ગોવિંદગમન—સં. રા. વિ. પાઠક મૂલ્ય ૦-૫-૬

## મહાવિદ્યાલયો અને વિનયમંદિરો માટે

પૂર્વરંગ—(ભારતવર્ષના પ્રાચીન કાળનો ઇતિહાસ) લેખક શ્રી. દત્તાત્રેય કાલેલકર તથા શ્રી. નરહરિ પરીખ, અધ્યાપક ગૂજરાત મહાવિદ્યાલય, મૂલ્ય રૂા. ૧-૦-૦.

**મન્તા ખે બાતે ઉર્દુ**—(ઉર્દુ વાંચનમાળા) લેખક, સૈયદ અબુઝફર નદવી, અધ્યાપક ગૂજરાત મહાવિદ્યાલય, મૂલ્ય ૦-૪-૦

**Poetical Selections** for the Vinita Examination—સં. બાપુરાવ ગ. ઠાકોર મૂલ્ય ૦-૮-૦

## કુમાર અને વિનયમંદિરો માટે

**ઐતિહાસિક વાર્તામાળા—મોગલવંશ**—બીજું મુદ્રણ. લેખકઃ
શ્રી. નાજુકલાલ ચોક્સી, અધ્યાપક, ન્યૂ ઇંગ્લીશ સ્કૂલ
ભરૂચ મૂલ્ય ૦-૧૨-૦

**ચણીબોર**—(બાળ કવિતાઓનો સંગ્રહ) સંયોજક, શ્રી. જુગતરામ
દવે મૂલ્ય ૦-૫-૦ (બીજી આવૃત્તિ)

**રાયણ**—(ચણીબોર શીખી આગળ વધેલાં બાળકો માટે કવિતાઓનો
સંગ્રહ) સંયોજક, શ્રી. જુગતરામ દવે. મૂલ્ય ૦-૮-૦

**ચાલણગાડી**—નાની અને મોટી (બાળપોથીઓ) લેખક, શ્રી. ગિરિ-
જાશંકર બધેકા, અધ્યાપક દક્ષિણામૂર્તિ વિદ્યામંદિર,
ભાવનગર. મૂલ્ય નાની ૦-૧-૩, મોટી ૦-૩-૦

**રાષ્ટ્રીય વાચનમાળા**—સંયોજક, શ્રી. છોટાલાલ બા. પુરાણી,
ભરૂચ કેળવણી મંડળ, પહેલી ચોપડી મૂલ્ય ૦-૪-૬,
બીજી ચોપડી મૂલ્ય ૦-૪-૬.

## અધ્યાપકો માટે

**બાળવાર્તાઓ**—શ્રી. ગિરિજાશંકર બધેકા અને શ્રી. દત્તાત્રેય
કાલેલકરના વ્યાખ્યાનો મૂલ્ય ૦-૩-૦

**गणित की परीभाषा**—કર્તા, શ્રી હરિહર ભટ્ટ, રાષ્ટ્રીય વિદ્યામંદિર,
સાબરમતી. મૂલ્ય ૦-૪-૦

**સ્વતંત્ર બાળશિક્ષણ**—(ડૉ. મોન્ટેસોરી વિષે શ્રી. ગિરિજાશંકર
બધેકાનું વ્યાખ્યાન) મૂલ્ય ૦-૩-૦

# ગૂજરાત પુરાતત્ત્વ મંદિરનાં પ્રકાશનો

---

**આર્યવિદ્યા વ્યાખ્યાનમાળા**—મંદિરના અધ્યાપકોનાં વ્યાખ્યાનોનો સંગ્રહ. મૂલ્ય, છીંટની પટ્ટી રૂા. ૨-૦-૦
ચામડાની પટ્ટી રૂા. ૨-૮-૦

**પ્રાચીન સાહિત્ય**—મૂળ લેખક રવીન્દ્રનાથ ઠાકુર. અનુવાદકઃ શ્રી. મહાદેવ દેશાઇ અને શ્રી. નરહરિ પરીખ.
મૂલ્ય. રૂા. ૦-૧૨-૦.

**पालीपाठावली**—સંયોજક, મુનિ શ્રી જીનવિજયજી, આચાર્ય ગૂજરાત પુરાતત્ત્વ મંદિર. મૂલ્ય ૦-૧૪-૦.

**प्राकृत कथासंग्रह**—સંયોજક, મુનિશ્રી જીનવિજયજી. મૂલ્ય ૦-૧૨-૦

**उपनिषत्पाठावली**—સંયોજક, શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર
મૂલ્ય ૦-૧૦-૦.

**બુદ્ધલીલાસારસંગ્રહ**—(શ્રી. ધર્માનંદ કૌસામ્બીના મરાઠી પુસ્તકનો અનુવાદ). મૂલ્ય ૨-૮-૦.

**अभिधम्मत्थ संग्रह**—સં. શ્રી. ધર્માનંદ કૌસામ્બી. મૂલ્ય ૨-૦-૦

**આર્યોના તહેવારોનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ**—
શ્રી. 'ઋગ્વેદી'ના મરાઠી પુસ્તકનો અનુવાદ.
મૂલ્ય રૂા. ૩-૮-૦

# છપાય છે

## વિદ્યાપીઠ તરફથી

Prose Selections પ્રથમ પરીક્ષા માટે. સંગ્રહકર્તાઃ બાપુરાવ ગ. ઠાકોર, ખાનચંદ પે. સિપાહીમલાની.

સંક્ષિપ્ત કરણઘેલો—સં. રાષ્ટ્રીય વિદ્યામંદિર સત્યાગ્રહાશ્રમ, સાબરમતી.

પાઠસંચય ભાગ ૧લો.—સં. નરહરિ દ્વા. પરીખ

## ગૂજરાત પુરાતત્ત્વ મંદિર તરફથી

जिनचरितम्—સં. મુનિ જીનવિજયજી.

अभिधानप्पदीपीका, वैदिक पाठावलि, सम्मनितर्क

## યોજાયેલાં પુસ્તકો

હિન્દી તવારીખ—(તુર્ક અને પઠાણ રાજ્યોનો ઇતિહાસ) લેખક શ્રી. નાજુકલાલ નં. ચોકસી.

પાઠસંચય ભાગ ૨ જો અને ૩ જો—કુમારમંદિરનાં ઉપલાં ધોરણ માટે.

બૌદ્ધસંઘનો પરિચય, ધમ્મસંગિણી પ્રાકૃત ભાષાઓનું તુલનાત્મક વ્યાકરણ, મજ્ઝિમ નિકાયનો અનુવાદ

---

મુખ્ય આડતીયાઃ શા. બાળગોવિંદ કુબેરદાસની કું.

ત્રણ દરવાજા, અમદાવાદ